## બી.એ. ગુજરાતી સેમેસ્ટર–૪ કોર્સ–૯ ગુજરાતી વ્યાકરણ, સર્જન, લેખન, કૌશલ–૧

## MCQ

(૧) પૂર્વે બની ગયેલી હકીકત કે ઘટનાનું સાચું, સચોટ અને સંક્ષિપ્ત વર્ણન લેખનને શું કહેવાય ?
→ અહેવાલલેખન

(૨) અહેવાલલેખન અંદાજે કેટલા શબ્દોમાં લખવાનું હોય છે ? → ૧૦૦ શબ્દોમાં

(૩) અહેવાલલેખનમાં શું જાળવવું જોઈએ ? → ઘટનાક્રમ

(૪) અહેવાલલેખનમાં શેની કાળજી રાખવી પડે ? → મહત્વની ઘટના રહી ન જાય

(૫) અહેવાલલેખનની ભાષા કેવી હોવી જોઈએ ? → શુદ્ધ, સરળ અને આકર્ષક

(૬) 'ગુજરાત વર્નાકયુલર સોસાયટી' આજે કયા નામે ઓળખાય છે ? → ગુજરાત વિદ્યાસભા

(૭) આપણી સૌપ્રથમ સ્થપાયેલી સાહિત્યિક સંસ્થા કઈ ?
→ ગુજરાત વિદ્યાસભા/ગુજરાત વર્નાકયુલર સોસાયટી

(૮) 'ગુજરાત વર્નાકયુલર સોસાયટી'ના આદ્ય આરંભક કોણ હતા ? → ફાર્બસ અને દલપતરામ

(૯) 'ગુજરાત વર્નાકયુલર સોસાયટી'ની સ્થાપના કયારે થઈ ? → ઈ.સ. ૧૮૪૮

(૧૦) 'ફાર્બસ ગુજરાતી સભા'ની સ્થાપના કયારે થઈ ? → ઈ.સ. ૧૮૫૪

(૧૧) 'ફાર્બસ ગુજરાતી સભા'ના સ્થાપક કોણ હતા ? → મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી

(૧૨) 'ફાર્બસ ગુજરાતી સભા'ની સ્થાપના કોની સ્મૃતિમાં કરવામાં આવી ?
→ એલેકઝાન્ડર કિન્લોક ફાબર્સ

(૧૩) 'ફાર્બસ ગુજરાતી સભા' કયું મુખપત્ર પ્રગટ કરે છે ? → 'ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક'

(૧૪) 'નર્મદ સાહિત્યસભા'ની સ્થાપના કયારે થઈ ? → ઈ.સ. ૧૯૨૩

(૧૫) 'નર્મદ સાહિત્યસભા'નું પ્રારંભિક નામ કયું હતું ? → ગુજરાતી સાહિત્ય મંડળ

(૧૬) 'નર્મદ સાહિત્યસભા'ની સ્થાપના કયાં થઈ ? → સુરત

(૧૭) 'નર્મદ સાહિત્યસભા' દ્વારા ઉત્તમ સાહિત્ય સર્જન કરનારને કયા ચંદ્રકથી નવાજવામાં આવે છે ?
→ નર્મદ સુવર્ણચંદ્રક

(૧૮) કવિપ્રેમાનંદની સ્મૃતિમાં કઈ સાહિત્યિક સંસ્થાની સ્થાપના કરવામાં આવી ?
→ પ્રેમાનંદ સાહિત્યસભા

(૧૯) 'પ્રેમાનંદ સાહિત્યસભા'ની સ્થાપના કયાં કરવામાં આવી ? → વડોદરા

(૨૦) 'ગુજરાત વિદ્યાપીઠ'ની સ્થાપના કયારે કરવામાં આવી ? → ઈ.સ. ૧૯૨૦

(૨૧) 'ગુજરાત વિદ્યાપીઠ'ની સ્થાપના કરનાર કોણ હતું ? → ગાંધીજી

(૨૨) 'ગુજરાત વિદ્યાપીઠ' દ્વારા કયું દ્વૈમાસિક પ્રગટ કરવામાં આવે છે ? → વિદ્યાપીઠ

(૨૩) 'ગુજરાત વિદ્યાપીઠ'નો ધ્યાનમંત્ર કયો છે ? → सा विद्या या विमुक्तये

(૨૪) કેન્દ્રકક્ષાએ સાહિત્ય અકાદમીની સ્થાપના કયારે થઈ ? → ઈ.સ. ૧૯૫૪

(૨૫) 'ગુજરાત સાહિત્ય અકાદમી'નામની સંસ્થા ગુજરાતમાં કયાં આવેલી છે ? → ગાંધીનગર

(૨૬) 'ગુજરાત સાહિત્ય અકાદમી' દ્વારા કયું મુખપત્ર બહાર પાડવામાં આવે છે ? → શબ્દસૃષ્ટિ

(૨૭) 'ગુજરાતી સાહિત્ય પરિષદ'ની સ્થાપના કયારે થઈ ? → ઈ.સ. ૧૯૦૫

(૨૮) 'ગુજરાતી સાહિત્ય પરીષદ'ની સ્થાપના માટે કોણે જહેમત ઉઠાવી હતી ?
→ સ્વ. રણજિતરામ વાવાભાઈ મહેતા

(૨૯) 'ગુજરાતી સાહિત્ય પરિષદ'નું પ્રથમ સંમેલન કયારે અને કોના પ્રમુખસ્થાને મળ્યું હતું ?
→ ઈ.સ. ૧૯૫૦માં, ગોવર્ધનરામ ત્રિપાઠીના
(૩૦) 'અસાઈત સાહિત્ય સભા' કયા શહેરમાં આવેલી છે ? → મહેસાણા
(૩૧) 'અસાઈત સાહિત્ય સભા'ની સાથે કયા મધ્યકાલીન સાહિત્યકારનું નામ જોડાયેલું છે ?
→ અસાઈત ઠાકોર
(૩૨) અક્ષરમેળ છંદનું બીજું નામ શું છે ? → રૂપમેળ છંદ
(૩૩) અક્ષરમેળ છંદમાં શાની ગણતરી થાય છે → અક્ષરની
(૩૪) અક્ષરમેળ છંદના અક્ષરોનું માપ કઈ રીતનું હોય છે ? → લઘુ અને ગુરુ
(૩૫) લઘુ અક્ષરની નિશાની કઈ છે ? → U
(૩૬) ગુરુ અક્ષરની નિશાની કઈ છે ? → –
(૩૭) ગણનું સૂત્ર કયું છે ? → યમાતારાજભાનસલગા
(૩૮) U – – કયા ગણની નિશાની છે ? → ય ગણ
(૩૯) કોઈ પણ સંયુકત અક્ષરની પૂર્વેનો અક્ષર કેવો બને છે ? → ગુરૂ (–)
(૪૦) કોઈ પણ થડકાવાળા અક્ષરની પૂર્વેનો વ્યંજન કેવો ગણવામાં આવે છે ? → ગુરુ (–)
(૪૧) કોઈ પણ વિસર્ગવાળા અક્ષરની પૂર્વેનો વ્યંજનો કેવો ગણવામાં આવે છે ? → ગુરુ (–)
(૪૨) કોઈ પણ રૂપમેળ કે અક્ષરમેળ છંદની પંકિતનો છેલ્લો અક્ષર કેવો હોય છે ? → ગુરુ (–)
(૪૩) વસંતતિલકા છંદમાં કેટલા અક્ષર છે ? → ૧૪ અક્ષર
(૪૪) વસંતતિલકા છંદનો ગણ કયો છે ? → તભજજગાગા
(૪૫) વસંતતિલકા છંદનું સ્વરૂપ કયું છે ? → ગાગાલગા લલલગા લલગા લગાગા
(૪૬) મંદાક્રાન્તા છંદમાં કેટલા અક્ષર છે ? → ૧૭ અક્ષર
(૪૭) મંદાક્રાન્તા છંદનો ગણ કયો છે ? → મભનતતગાગા
(૪૮) મંદાક્રાન્તા છંદનું સ્વરૂપ કયું છે ? → ગાગાગાગા લલલલલગા ગાલગા ગાલગાગા
(૪૯) મંદાક્રાન્તા છંદમાં યતિ કયા અક્ષરે આવે છે ? → ચોથા અને દસમા અક્ષરે
(૫૦) પૃથ્વી છંદમાં કેટલા અક્ષર છે ? → ૧૭ અક્ષર
(૫૧) પૃથ્વી છંદનો ગણ કયો છે ? → જસજસયલગા
(૫૨) પૃથ્વી છંદનું સ્વરૂપ કયું છે ? → લગા લલલગા લગા, લલલગા લગા ગાલગા
(૫૩) પૃથ્વી છંદમાં યતિ કયા અક્ષરે આવે છે ? → આઠમા અક્ષરે
(૫૪) શિખરિણી છંદમાં કેટલા અક્ષર છે ? → ૧૭ અક્ષર
(૫૫) શિખરિણી છંદનો ગણ કયો છે ? → યમનસભલગા
(૫૬) શિખરિણી છંદનું સ્વરૂપ કયું છે ? → લગાગાગાગાગા, લલલલલગા ગાલલલગા
(૫૭) શિખરિણી છંદમાં યતિ કયા અક્ષરે આવે છે ? → છઠ્ઠા અક્ષરે
(૫૮) શાર્દૂલવિક્રીડિત છંદમાં કેટલા અક્ષર છે ? → ૧૯ અક્ષર
(૫૯) શાર્દૂલવિક્રીડિત છંદનો ગણ કયો છે ? → મસજસતતગા
(૬૦) શાર્દૂલવિક્રીડિત છંદનું સ્વરૂપ કયું છે ?
→ ગાગાગા લલગા લગા લલગાગા, ગાગાલગા ગાલગા
(૬૧) છંદના કેટલા પ્રકાર છે ? → ચાર
(૬૨) છંદના પ્રકારના નામ આપો ? → અક્ષરમેળ છંદ, માત્રમેળ છંદ, સંખ્યામેળ, લયમેળ છંદ

(૬૩) છંદશાસ્ત્રનું ભારતીય ઋષિએ લખેલું મહત્વનું પુસ્તક કયું છે ? → પિંગળશાસ્ત્ર
(૬૪) પિંગળશાસ્ત્ર ગ્રંથની રચના કોણે કરી ? → પિંગળ ઋષિ
(૬૫) માત્રામેળ છંદમાં લઘુ અક્ષર અને ગુરુ અક્ષર માટે કેટલી માત્રા ગણવામાં આવે છે ?
→ લઘુ અક્ષર માટે એક અને ગુરુ અક્ષર માટે બે
(૬૬) ચોપાઈ છંદમાં કેટલા ચરણ હોય અને પ્રત્યેક ચરણમાં કેટલી માત્રા હોય છે ?
→ ચાર ચરણ અને પ્રત્યેક ચરણમાં પંદર માત્રા
(૬૭) ચોપાઈ છંદના છેલ્લા બે અક્ષર અનુક્રમે કેવા હોય છે ? → લઘુ અને ગુરુ
(૬૮) દોહરો છંદમાં કેટલી માત્રા છે ? → ૨૪ માત્રા
(૬૯) દોહરોમાં યતિ કેટલામી માત્રાએ આવે છે ? → તેરમી માત્રા
(૭૦) દોહરો છંદમાં કેટલા તાલ આવે છે ? → છ તાલ
(૭૧) હરિગીત છંદમાં કેટલી માત્રા છે ? → ૨૮ માત્રા
(૭૨) હરિગીતમાં યતિ કેટલામી માત્રાએ આવે છે ? → ૧૪ મી કે ૧૬મી માત્રાએ
(૭૩) હરિગીત છંદમાં કેટલા તાલ આવે છે ? → આઠ તાલ
(૭૪) રોળા છંદમાં કેટલી માત્રા છે ? → ૨૪ માત્રા
(૭૫) રોળા છંદમાં યતિ કેટલામી માત્રાએ આવે છે ? → ૧૧ મી માત્રા
(૭૬) રોળા છંદમાં કેટલા તાલ આવે છે ? → આઠ
(૭૭) ઝૂલણા છંદમાં કેટલી માત્રા છે ? → ૩૭ માત્રા
(૭૮) ઝૂલણા છંદમાં યતિ કેટલામી માત્રાએ આવે છે ? → ૧૦મી, ૨૦મી અને ૩૦ મી માત્રાએ
(૭૯) ઝૂલણા છંદમાં કેટલા તાલ આવે છે ? → આઠ
(૮૦) 'ઓ ઈશ્વર ભજિયેતને મોટું છે તુજ નામ;
ગુણ તારાં નિત ગાઈએ થાય અમારાં કામ.' – આ પંકિત કયા છંદની છે ?
→ દોહરા
(૮૧) જે પોષતું તે મારતું, શું એ નથી ક્રમ કુદરતી ? – આ પંકિત કયા છંદની છે ? → હરિગીત
(૮૨) ''આકાશે તારાની ભાત, ધરતીહૈયે ફૂલબિછાત
સર્જી, તોકાં સર્જી તા ! માનવના મનમાં મધરાત !'' – આ પંકિત કયા છંદની છે ?
→ ચોપાઈ
(૮૩) ''આ તે શા તુજ હાલ, 'સૂરત સૂનાની મૂરત',
થયા પૂરા બેહાલ, સૂરત તુજ રડતી સુરત.'' – આ પંકિત કયા છંદની છે ?
→ રોળા
(૮૪) ''હું તને પ્રેમ કરતો રહ્યો, હે ધરા !
રોજ બોલાવતું રહી ગયું આ ગગન'' – આ પંકિત કયા છંદની છે ?
→ ઝૂલણા

**પ્ર–૧ અહેવાલ એટલે શું ? સમજાવો.** **૧૦ માર્ક**

વ્યાવસાયિકો, વહીવટકર્તાઓ, સંશોધકો માટે અહેવાલલેખન ઉપર પ્રભુત્વ મેળવવું અનિવાર્ય છે. અહેવાલની ભાષા, શૈલી ઉપરાંત સામગ્રીનું આયોજન, ગોઠવણી, રજૂઆત અને તેની સમગ્ર સંરચનાને સમજવી જરૂરી છે. અહેવાલલેખનમાં કોઈક ચોક્કસ પ્રસંગ કે ઘટના કેન્દ્રમાં હોય છે. એ માટે કે પ્રસંગની વિગતો ભેગી કરવામાં આવે છે. માહિતી મેળવવામાં આવે છે અને તેની પ્રમાણભૂત રજૂઆત કરવામાં આવે છે. અહેવાલમાં વિગતો અને માહિતી જ કેન્દ્રમાં હોય છે. તેમાં લખનારનો વ્યકિતગત અભિગમ કે અભિપ્રાય વ્યકત થતો નથી.

✦ **અહેવાલના હેતુઓ :** અહેવાલલેખનનો મુખ્ય હેતુ કોઈ ઘટના કે પ્રસંગની તપાસ, અભ્યાસ કે સંશોધનનો કાયમી હિસાબ રાખવાનો છે. અહેવાલ કોઈ કાર્યના અંતે તેનુ હાર્દ દર્શાવવા તૈયાર કરવામાં આવતો નથી. પણ તે કાર્યનું જ એક અવિભાજય અંગ છે. અહેવાલ એ સમગ્ર કાર્યનું એક Model છે અને અહેવાલ તૈયાર કરવો તે એક પ્રોજેકટની અંદર રહેલ નાનો પ્રોજેકટ છે. શરૂઆતથી અંત સુધી કોઈ કાર્યની સાથે રહી તેની નાનામાં નાની વિગતોની નોંધ લઈ અહેવાલ દ્વારા તેની પ્રમાણભૂત રજૂઆત કરવામાં આવે છે. તેથી જ કોઈ મહત્ત્વના નિર્ણયો લેવા માટે અહેવાલ અગત્યની માહિતી પૂરી પાડે છે.

✦ **અહેવાલમાં આવરી લેવાતી અગત્યની માહિતી :** આપણે અગાઉ જોયું તેમ અહેવાલમાં ઘટના કે પ્રસંગની વિગતો ભેગી કરવામાં આવે છે, માહિતી મેળવવામાં આવે છે. તો તેમાં કઈ માહિતી આવરી લેવામાં આવે છે તેને વિગત જોઈએ.

✦ **પૂર્વની માહિતી :** કોઈ કાર્ય શરૂ કરતાં પહેલાં તેના ઉદ્દેશ અનુસાર તે કે તેના જેવા થયેલ કાર્યની મળતી માહિતી જોવી અત્યંત આવશ્યક છે. એની અગાઉના અહેવાલો, અખબારી નોંધ, એના જેવા અન્ય વ્યાપારી કે તકનિકી લેખો, જર્નલ્સ વગેરે જોઈ જવું જોઈએ. એ કામ અંગે થયેલ પત્ર–વ્યવહાર જોવો પણ આવશ્યક છે.

✦ **આયોજનની માહિતી :** કોઈ કાર્યનો અહેવાલ લખતા પહેલાં તે કાર્યના આયોજનની માહિતી જોવી પણ જરૂરી છે. આયોજન વખતે તેમાં આવરી લેવાતા વિષયોની સૂચિ જોવી જરૂરી છે. એ કાર્યમાં કયા લોકોનો સંપર્ક કરવામાં આવ્યો હશે તેની માહિતી હોવી જરૂરી છે. વળી એ કાર્યનો મૂળભૂત પ્લાન જોવો પણ જરૂરી છે. એ કાર્યને લગતી નોટ્સ અને પત્રવ્યવહાર જોવાથી અગત્યની માહિતી મળી રહે છે.

✦ **સામગ્રી (Data) :** આ કાર્યમાં ઉપયોગમાં લેવાયેલ સામગ્રી જોવી જરૂરી છે. તેમાં દર્શાવેલ હકીકતો અને આંકડાઓ, ચાર્ટ્સ, પ્રયોગોનાં પરિણામો, પૂર્ણ થયેલ પ્રશ્નાવલિ વગેરે દસ્તાવેજોરૂપે તારણ પર આવવા માટે જરૂરી છે.

✦ **વિકાસનો અહેવાલ :** કોઈ કંપનીના અહેવાલમાં સમયાંતરે કાર્યના વિકાસની રૂપરેખા બતાવી તેના વિકાસ પર ધ્યાન દોરવું જરૂરી છે. એ રૂપરેખા જ તેના વિકાસની દિશા સૂચવે છે. ઉપર દર્શાવેલ વિગતો અંતિમ અહેવાલ લખવામાં મદદરૂપ થાય છે. અંતિમ અહેવાલ આ બધી વિગતો પર આધારિત છે. આ વિગતો ઉપરથી જ તારણ પર આવી શકાય છે.

**પ્ર–૨ અહેવાલનું બંધારણ અને પ્રકારો જણાવો :** **૧૦ માર્ક**

✦ **પ્રસ્તાવના :** કોઈ પ્રસંગ કે ઘટનાનો અહેવાલ લખવામાં આવે છે ત્યારે તેનું એક ચોક્કસ બંધારણ હોય છે. અહેવાલના મુખ્ય ભાગ ઉપરાંત અહેવાલનાં પ્રકરણોનું વિભાગીકરણ આ પ્રમાણે થવું જોઈએ.

પ્રસંગ કે ઘટનાનો સાર – Summaries ઉદાહરણો – illustrations

ઉપયોગી આકૃતિઓ – diagrams જરૂરી પરિશિષ્ટો – appendices (કંપની અહેવાલો)

આ ઉપરાંત અહેવાલનો જે મુખ્ય ભાગ છે તેની પણ વ્યવસ્થિત ગોઠવણી હોવી જરૂરી છે. જે પ્રસંગ કે ઘટનાનો અહેવાલ લખવાનો છે તેની તત્કાલીન વ્યવસ્થા શું છે તેનું વર્ણન કરવું જોઈએ. તેને અનુરૂપ આકૃતિઓ, ચાર્ટ્સ વગેરે દર્શાવવું જોઈએ. આ ઉપરાંત તેની સામગ્રીમાંથી નમૂનાની સામગ્રીનું પૃથક્કરણ દર્શાવવું જોઈએ. જો કોઈક કારણસર મોડું થયું હોય તો તેનાં કારણો અને સંજોગો પણ દર્શાવવા જોઈએ. એ ઉપરાંત એ પ્રસંગ કે ઘટના અંગેના સંભવિત ઉપાયો પણ દર્શાવવા જોઈએ અને આગળ શું કરવું તેની ભલામણો પણ દર્શાવવી જોઈએ.

જુદા જુદા પ્રસંગો કે ઘટનાની માહિતીના અહેવાલ લખવામાં આવે છે એ રીતે જોતાં અહેવાલના મુખ્યત્વે પાંચ પ્રકાર પાડવામાં આવે છે :

(૧) કોઈક પ્રસંગ કે ઘટનાનો અહેવાલ – દા.ત. અકસ્માત, રાજકીય બીના વગેરે.

(૨) કોઈ વ્યકિતનો કે તેની વ્યકિતગત કામગીરીનો–બિઝનેસનો અહેવાલ કે તપાસનો અહેવાલ.

(૩) આગામી ઘટના કે પ્રસંગની યોજનાનો અહેવાલ – પ્રોજેકટ રીપોર્ટ

(૪) ચર્ચા કે સભાનો અહેવાલ, મીટીંગનો અહેવાલ.

(૫) સંશોધનનો અહેવાલ – રિસર્ચ રીપોર્ટ

✦ **કોઈ પ્રસંગ કે ઘટનાનો અહેવાલ :** આ પ્રકારનાં અહેવાલમાં કોઈ ચોક્કસ બીના બની ગઈ હોય તેની વિગતોની રજૂઆત કરવામાં આવે છે. દા.ત. રેલ અકસ્માત. આ પ્રકારના અહેવાલમાં પહેલાં તો ચોક્કસ અને પ્રમાણભૂત વિગતો ભેગી કરવામાં આવે છે. પછી એ આખી ઘટનાનું વર્ણન કરવામાં આવે છે અને અંતે તેનાં કારણો અને તેની સંભવિત અસરોની ચર્ચા કરવામાં આવે છે. પ્રસંગનું વર્ણન કરતાં કરતાં આખી ઘટનાનું પૃથક્કરણ પણ કરવામાં આવે છે. કયારેક એ ઘટના અંગે કેટલાક મહાનુભાવોનાં મંતવ્યો ભેગા કરી તેની પણ રજૂઆત કરવામાં આવે છે. અને જરૂર જણાય તો એવી જ કોઈ અનય ઘટનાની સાથે તેની તુલના પણ કરવામાં આવે છે. આ પ્રકારના અહેવાલના લખાણમાં દરેક વિગતો માટે જુદા જુદા પરિચ્છેદ કરવા જોઈએ. કોઈ મહત્ત્વની રાજકીય ઘટનાનો અહેવાલ લખવાનો હોય ત્યારે ખાસ સાવચેતી રાખવી જોઈએ. કારણ કે આવી મહત્ત્વની ઘટનાને દરેક વ્યકિત પોતાના દૃષ્ટિકોણથી જોતી હોય છે. પરંતુ અહેવાલલેખકે તેનું યોગ્ય અર્થઘટન કરવું જોઈએ અને તેનો વ્યકિતગત અભિપ્રાય દર્શાવવો જોઈએ નહિ. માત્ર સાચી હકીકતોની જ રજૂઆત તેણે કરવી જોઈએ.

✦ **ચર્ચા કે સભાનો અહેવાલ – કામગીરીનો અહેવાલ :** આ પ્રકારના અહેવાલને તપાસ અહેવાલ પણ કહી શકાય. કોઈ વ્યકિતએ કોઈ સંસ્થા માટે અથવા જાહેર કર્યા માટે કરેલ કામગીરીની પણ હંમેશા નોંધ લેવાતી હોય છે. ખાસ કરીને વ્યકિતએ કામ માટે વેતન મેળવતી હોય ત્યારે તેની કામગીરીની નોંધ તેને વેતન આપનાર વ્યકિત કે સંસ્થા રાખતી હોય છે. સામાન્ય રીતે એ વ્યકિતની ચોક્કસ સમયના અંતરે (દા.ત. વાર્ષિક) કામગીરીની નોંધ સંસ્થા દ્વારા લેવાતી હોય છે અને એ નોંધ દ્વારા એણે કરેલ કામનો અંદાજ કાઢી તેને બઢતી વગેરે પણ મળતું હોય છે.

એ જ રીતે કોઈ વ્યકિત પોતાના ધંધામાં હોય તો તે પણ પોતાની કામગીરીની નોંધ રાખતી હોય છે. એ જ રીતે સંસ્થા કે કંપની પોતાનો વાર્ષિક અહેવાલ તૈયાર કરતી હોય છે. પોતાની કંપનીએ વર્ષમાં કેટલો ખર્ચ કર્યો, કેટલો નફો કર્યો, કેટલું નુકશાન કર્યુ એની પણ નોંધ રાખતી હોય છે અને પોતાના આવક–જાવકના હિસાબો ખાસ એના શેર–હોલ્ડરો અથવા તો લાગતા વળગતા કે સંબંધિત સભ્યોને પહોંચાડતી હોય છે. એ ઉપરાંત કંપનીએ કરેલ આર્થિક કે સામાજિક કે અન્ય કોઈ વિકાસ કે પ્રગતિની નોંધ પણ લેવામાં આવે છે. પરદેશ સાથે સંબંધ ધરાવતી કંપની હોય તો તેની પણ નોંધ લેવાય છે અને અન્ય કયા દેશોમાં એનો કેવો અને કેટલો વિકાસ થયો છે વગેરે દર્શાવવામાં આવે છે.

એ જ રીતે સરકારી કે અર્ધસરકારી સંસ્થા દ્વારા કોઈ ઘટનાની તપાસ કરવા માટે કોઈ કર્મચારીની નિમણૂંક થાય છે ત્યારે તે અહેવાલ બનાવે છે તેને પણ આપણે કામગીરીના અહેવાલ તરીકે મૂલવી શકીએ. ઘટનાને લગતી જે કંઈ પણ કામગીરી થઈ ચૂકી છે અને થઈ રહી છે તેની નોંધ તે તપાસ અહેવાલમાં લેવામાં આવે છે.

✦ **આગામી યોજના કે પ્રોજેકટનો અહેવાલ :** વિકાસ માટે આયોજન ખૂબ જરૂરી છે. તેથી કોઈ પણ યોજના અમલમાં મૂકતાં તેનું આયોજન કરવું પડે છે. એ યોજના સરકારી કે બિનસરકારી કોઈપણ હોઈ શકે છે. જો સરકારી હોય તો તેણે નિષ્ણાતો દ્વારા એ યોજનાનો અંદાજિત ખર્ચ કઢાવવો પડે છે અને તેની આવકના સાધનો અંગે વિચારવું પડે છે એ યોજનાથી થતા લાભ તેમજ ગેરલાભ વિશે પણ વિચારવું પડે છે. એ યોજનાને કારણે પડનારી અસરોનો પણ વિચાર કરવો પડે છે અને તેની નોંધ કરવી પડે છે, તેમ જ તેનો એક અહેવાલ બનાવી પ્રજા સમક્ષ મૂકવો પડે છે. (દા.ત. નર્મદા યોજના)

જો કોઈ બિનસરકારી સંસ્થા કોઈ યોજના અમલમાં મૂકવા માંગે તો તે અંગે તેણે આયોજન કરવું પડે છે અને તે યોજનાનો આવકજાવકનો હિસાબ તેમજ તેની સમાજ પર પડનારી અસરો અને પ્રજાને તેનાથી થનાર લાભ અને ગેરલાભની નોંધ સરકાર સમક્ષ મૂકવી પડે છે. એનો આખો અહેવાલ બનાવી (પ્રોજેકટ રિપોર્ટ બનાવી) સરકારની તેના પર મંજૂરી લેવી પડે છે.

✦ **સંશોધનનો અહેવાલ :** સંશોધન કર્યા પછી તેની યોગ્ય રજૂઆત કરવી તે ખૂબ અગત્યનું છે. યોગ્ય રજૂઆત વગર સંશોધન અધૂરૂં રહે છે. વાચક સમજી શકે એ રીતે સંશોધનની રજૂઆત ન થઈ હોય તો સંશોધન પોતાનું ધ્યેય ચૂકી જાય છે અને મહત્ત્વનું હોવા છતાં તેનું મહત્ત્વ અંકાતું નથી. સંશોધન – અહેવાલમાં એ સંશોધનની પૂર્વભૂમિકા બાંધવામાં આવે છે અને તેની જરૂર દર્શાવવામાં આવે છે. સંશોધન સૈદ્ધાંતિક અને પ્રાયોગિક રીતે પૂરવાર થયેલું હોવું જરૂરી છે. સંશોધન–અહેવાલમાં સમગ્ર સામગ્રી અને તેની ચર્ચા જરુરી નથી પરંતુ તેના ઉપરથી કાઢવામાં આવેલ તારણો અને સામાન્યીકરણ તથા અપવાદોની નોંધ હોવી જરૂરી છે. વિશેષ કરીને તારણો અને સૂચનો પર ધ્યાન દોરવું જરૂરી હોય છે.

**પ્ર–૩ અહેવાલ–લેખન લખતી વખતે કઈ કઈ બાબતો ધ્યાનમાં રાખશો ?** **૧૦ માર્ક**

✦ **પ્રસ્તાવના :** અહેવાલેખન એટલે પ્રસંગાલેખન. સામાન્ય રીતે કોઈ પ્રસંગ કે ઘટના જે રીતે બની હોય તે રીતે તેનું પૂરેપૂરું વર્ણન કરવામાં આવે છે તે લખાણ અહેવાલ બને છે. એમાં બનેલી ઘટના કે ગુજરેલા પ્રસંગનું ક્રમિક વિગતવાર અને જરૂર જેટલી લંબાઈમાં બયાન આપવાનું હોય છે. આ બયાન પૂરી માહિતી સાથે અને અસરકારક ભાષામાં આપવું જોઈએ. એમાં તારીખ, સમય, સ્થળ, હાજર હોય એ વ્યીકત એટલી બાબતમાં ચોકસાઈ જરૂરી છે. અહેવાલ સારી રીતે લખી શકાય એ માટે નીચેની કેટલીક બાબતો ધ્યાનમાં રાખવા જેવી છે.

✦ **મહત્વની બાબતો :**

(૧) પ્રસંગાલેખનમાં (અહેવાલ લેખનમાં) જે પ્રસંગ કે ઘટના જે રીતે બની હોય તેનું થોડા શબ્દોમાં પૂરેપૂરું વર્ણન રજૂ થાય છે. પ્રસંગની રજૂઆત અસ્પષ્ટ લાગે કે અધૂરી જણાય એવું સાવ ટૂંકું વર્ણન કે નિરર્થક વિસ્તારી વર્ણન નિરર્થક બને છે. એટલે પ્રસંગની સંક્ષેપમાં છતાં સંપૂર્ણ રજૂઆત થાય એ હેતુથી પ્રમાણસર અહેવાલ તૈયાર કરવો જોઈએ.

(૨) બનેલો પ્રસંગ કે ઘટના એક વાસ્તવિક બાબત હોવાથી તેના વર્ણનમાં નક્કર અને ચોક્કસ વિગત સાથે કામ પાડવાનું હોવાથી એમાં કલ્પનાને ઝાઝો અવકાશ નથી.

(૩) જે ઘટના કે પ્રસંગનો અહેવાલ તૈયાર કરવાનો હોય તે મૂળ બાબતને પહેલા સમજી લેવી, અને તેમાં કઈ કઈ વિગતો રજૂ કરવાની તે નક્કી કર્યા બાદ વિગતને ઘટનાની આરંભથી અંત સુધી ક્રમબદ્ધ ગોઠવવાથી વર્ણન સંપૂર્ણ બને છે.

(૪) પ્રસંગની મુખ્ય વિગત સાથે ગૌણ બાબતોને પરસ્પર સળંગ એકસૂત્રતા જળવાય તે રીતે વિગતોને સાંકળીને માહિતીનું સળંગ ચિત્ર ઉપસાવવું જોઈએ. વળી, દરેક અહેવાલને એક સારું શીર્ષક પણ આપી શકાય.

(૫) અહેવાલમાં વાસ્તવિકતા આણવા માટે રજૂ થતી સામગ્રીનાં સમય, સ્થળ તથા વ્યકિતનાં નામો બને એટલી ચોકસાઈડથી રજૂ કરવાં જોઈએ.

(૬) ઘટનાને આરંભ, મધ્ય અને અંતમાં વર્ણવી શકાય. તેના જુદા જુદા ફકરા પાડીને અહેવાલ લખવો જોઈએ.

(૭) અહેવાલનું લખાણ સાદું, સરળ અને સ્પષ્ટ બનવું જોઈએ તથા અલ્પ શિક્ષિત અને સામાન્ય પ્રજાજનો સમજી શકે તેવી ભાષામાં રજૂ થવું જોઈએ.

(૮) પ્રસંગ કે ઘટનાનો અહેવાલ લખતી વખતે પોતાનો અંગત અભિપ્રાય દર્શાવી શકાય નહિ કે તેમાં અંગત લખાણની ટેવને પ્રવેશવા દેવાય નહિ.

**પ્ર–૪ તમારી શાળાનો વિદ્યાર્થી કે શાળાની વિદ્યાર્થીની ગુજરાત બોર્ડમાં પ્રથમ આવી છે. એના માનમાં શાળામાં યોજાયેલ સન્માન–સમારંભનો અહેવાલ જણાવો. માત્ર ઉદાહરણ તરીકે નમૂનાઓ આપેલા છે.** **૧૦ માર્ક**

**સન્માન–સમારંભ**

આજનો દિવસ શાળા માટે ગૌરવનો હતો. અમારી શાળાની વિદ્યાર્થિની ધીમહિ શાહ ગુજરાત બોર્ડની બારમાં ધોરણની પરીક્ષામાં પ્રથમ ક્રમાંકે આવી હતી. તે માટે શાળામાં સન્માન–સમારંભ રાખ્યો હતો. સૌ વિદ્યાર્થીઓએ સાથે મળીને આચાર્ય અને શિક્ષકોના માર્ગદર્શન હેઠળ શાળાને ફૂલોથી શણગારી હતી. સન્માન–સમારંભના કાર્યક્રમમાં ગુજરાત રાજયના મુખ્યમંત્રી અને શિક્ષણ મંત્રી ઉપસ્થિત રહ્યાં હતાં. સો પ્રથમ શાળાની વિદ્યાર્થિનીઓએ સરસ્વતીવંદનાનું ગાન કર્યુ. ત્યાર પછી આચાર્યે મુખ્ય મંત્રી અને શિક્ષણ મંત્રીનું સ્વાગત કર્યુ અને પુષ્પોથી તેમનું અભિવાદન કર્યુ. શાળાનો પરિચય આપતાં આચાર્યે ધીમહિ શાહની સિદ્ધિને બિરદાવી. મુખ્ય મંત્રીના હસ્તે ધીમહિ શાહને શાળા તરફથી પારિતોષિક અર્પણ કરવામાં આવ્યું અને શિક્ષણ મંત્રીના હસ્તે ધીમહિને પુષ્પગુચ્છ તથા સ્કોલરશીપનો ચેક અર્પણ કરવામાં આવ્યો.

શાળાના અન્ય વિદ્યાર્થીઓને પ્રેરણા મળે એ હેતુથી ધીમહિએ પરીક્ષા માટે કેવી કેવી તૈયારીઓ કરી હતી, તેમાં આચાર્ય અને શિક્ષકોનું માર્ગદર્શન કેવું હતું, ઘરના વડીલોના સાથ–સહકાર કેવા મળ્યાં તેનો આછો ખ્યાલ આપ્યો. ધીમહિએ પોતાની આ સિદ્ધિમાં તેનાં માતાપિતા, શાળાના આચાર્ય, શિક્ષકો તથા મિત્રોને યશભાગી ગણ્યા.

અંતમાં ધીમહિના વર્ગ–શિક્ષકે સૌનો આભાર માન્યો અને સ્વાદિષ્ટ ભોજન પછી આ સન્માન–સમારંભ સમાપ્ત થયો.

**પ્ર–૫ તમારી શાળાનાં એસ.એસ.સી. ના વિદ્યાર્થીઓના વિદાય સમારંભનો અહેવાલ લખો. ૧૦ માર્ક**

**અનોખો વિદ્યાર્થી–વિદાય સમારંભ**

તા. ૧૫–૨–૨૦૦૯ના રોજ સાંજે ચાર વાગ્યે એસ.એસ.સીમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને વિદાય આપવા માટેનો સમારંભ જવાહર વિદ્યાલયના પટાંગણમાં રાખવામાં આવ્યો હતો. શાળાના આચાર્યશ્રી ત્રિવેદી સાહેબ પ્રમુખસ્થાને હતા. શાળાના બધા શિક્ષકો તેમજ પટાવાળાઓ અને એસ.એસ.સી.માં ભણતાં બધા વિદ્યાર્થી–વિદ્યાર્થીનીઓ પણ હાજર રહ્યાં હતાં.

સરસ્વતીદેવીની પ્રાર્થનાથી સમારંભની શરૂઆત થઈ હતી. ત્યારબાદ બે–ત્રણ ભજનો રજૂ થયાં હતાં. આચાર્યશ્રી ત્રિવેદી સાહેબે હૃદયસ્પર્શી વ્યાખ્યાન આપ્યું. ત્યારબાદ વર્ગશિક્ષિકોએ અને વિષયશિક્ષકોએ પણ પ્રસંગોચિત ટૂંકાં પ્રવચનો કર્યા હતાં. વાતાવરણમાં ગંભીરતા ધબકતી હતી.

અંતમાં નાનકડો મનોરંજન કાર્યક્રમ પ્રસ્તુત થયો. તેમાં શાળાના શિક્ષક શ્રી નેહભાઈએ લખેલા એકાંકી નાટકની સુંદર રજૂઆત થઈ હતી. શાળાની શિક્ષિકાબહેનોએ તેમજ વિદ્યાર્થિનીઓએ બે–ત્રણ રાસ રજૂ કર્યા હતાં. સમગ્ર વાતાવરણ આનંદમય બન્યું હતું. રાષ્ટ્રગીત ગવાયા બાદ વિદાય સમારંભ પૂરો થયો હતો.

**પ્ર–૬ 'રકતદાન–શિબિર' વિશે અહવાલ લખો. ૧૦ માર્ક**

**રકતદાન–શિબિર :**

અમદાવાદ, તા. ૨૫–૮–૨૦૦૯

અમારી શાળા ઉત્કર્ષ વિદ્યાવિહારમાં દર વર્ષે 'રકતદાન–શિબિર'નું આયોજન કરવામાં આવે છે. આ વર્ષે તા. ૧૪–૮–૨૦૦૯ના રોજ અમારી શાળામાં રકતદાન–શિબિર યોજાઈ હતી. અમારી શાળામના આચાર્યશ્રીએ શહેરના જાણીતા ડોકટરોને 'રકતદાન' વિશે વ્યાખ્યા આપવા માટે બોલાવ્યા હતા. આ ડોકટરોએ વિદ્યાર્થીઓને સમજાવ્યું હતું કે રકતદાન એ શ્રેષ્ઠ દાન છે. તેનાથી કોઈના લાડકવાયાની જિંદગી બચાવી શકાય છે. રકતદાન કરવાથી આપણા શરીરને કોઈ જ હાનિ થતી નથી. સ્વસ્થ વ્યકિત દર ત્રણ માસે ૨૫૦ મિ.લિ. જેટલું રકતદાનમાં આપી શકે છે.

અમારી શાળાના ધોરણ ૧૧ અને ૧૨ના ૮૦ જેટલા વિદ્યાર્થીઓએ સ્વૈચ્છિક રકતદાન કર્યુ. શાળાના જુદા જુદા ખંડોમાં રકતદાતાઓ માટે પથારીઓની વ્યવસ્થા કરવામાં આવી હતી. ઠેરઠેર રકતદાનની સમજ આપતાં પોસ્ટરો લગાડવામાં આવ્યાં હતાં. તેમાં 'રકતદાન શ્રેષ્ઠદાન', 'રકત આપો, જીવન બચાવો' 'રકતદાન મહાદાન' જેવાં અનેક સૂત્રો લખેલાં હતાં. રકતદાન કરનાર વિદ્યાર્થીને ચા અને બિસ્કિટ આપવામાં આવ્યાં હતાં. શાળા તરફથી દરેક રકતદાતાને પ્રમાણપત્ર એનાયત કરી, બોલપેનની ભેટ આપવામાં આવી હતી. કેટલાક વિદ્યાર્થીઓએ રકતદાન અંગે પોતાના અનુભવો વર્ણવ્યા હતા. કાર્યક્રમને અંતે આચાર્યશ્રીએ આ કાર્યક્રમની સફળતા બદલ શાળાના વિદ્યાર્થીઓ અને શિક્ષકોનો આભાર માન્યો હતો.

**પ્ર–૭ તાજેતરમાં થયેલા ધરતીકંપનો અહેવાલ લખો. ૧૦ માર્ક**

**ગુજરાતમાં વિનાશક ધરતીકંપ**

મનુષ્યની સાંભરણમાં જે મોટામાં મોટા ધરતીકંપ મહારાષ્ટ્રના લાતુર અને ઓસ્માનાબાદનાં પચીસ કરતાં વધારે ગામોને ભરખી ગયો. આ દુર્ઘટનાના નિઃસહાય સાક્ષીઓ તરીકે તમમ રાષ્ટ્રજનોનાં હૈયાં દ્રવી ઊઠયાં છે અને જગ્યાઓથી બચેલાં ને ધવાયેલાંને માટે મદદ આવી રહી છે. પણ પચીસ હજાર કરતાં વધારે માણસો દટાઈન મરણ પામ્યાં અને ઘણી મોટી સંખ્યા ઘવાઈને હોસ્પિટલ ભેગી થઈ એ વિશે તો સહાનુ કંપ વિના શું કરી શકાય ? ધીમે ધીમે કરતાં રહેઠાણો ફરી ઊભાં કરી શકાશે અને ધીમે ધીમે કરતાં ઘા ભુલાતો પણ જશે. પરંતુ વિકસેલા વિજ્ઞાનયુગમાં પણ માણસ કુદરતી આફતો આગળ કેવો લાચાર છે. તેનાં પારખાં આવી ઘટના આપે છે.

આ ધરતીકંપે બે વાતો આપણી તંત્રગત નિષ્ફળતા જવાબદાર છે એમ પુરવાર કર્યુ છે. એક તો એ કે ધરતીકંપના ગર્ભમાં સંતાયેલી હોનારતોની શકયતાઓનું હોવું જોઈએ તેટલું જ્ઞાન ભૂસ્તરના અભ્યાસી વૈજ્ઞાનિકોએ હાંસલ કર્યુ લાગતું નથી. લાતુર જિલ્લાના રહેવાસીઓએ નહીં નહીં તો સો એક આંચકાઓની ફરિયાદ છેલ્લા એક વર્ષમાં મહારાષ્ટ્ર સરકારને પહોંચાડી હતી, પણ તેનાથી કાંઈ નીપજયું નહોતું. એ ઉદાસીનતા હતી કે અવૈજ્ઞાનિકતા હતી તેનો નિર્ણય કરવો રહ્યો.

ભારતના ભૂસ્તરીય શાસ્ત્રના વૈજ્ઞાનિકો હવે એક પછી એક આગાહીઓ કરવા માંડયા છે એ પણ આ મહાન આપત્તિમાં હસવં આવે એવી વિલક્ષણતા છે. ખરેખર તો દુનિયાભરના વૈજ્ઞાનિકોએ વિશ્વની હોનારતોની શકયતાઓ તરફ

આંગળી ચીંધવી જોઈએ. થોડાક સમય પર સાનફ્રાન્સિસ્કો જેવા અતિવિકસિત અમેરિકામાં પણ ધરતીકંપે દસ હજાર માનવીઓનો ભોગ લીધો હતો તે પણ દરેક હોનારતની પૂર્વ ચેતવણી સંભવિત નથી તેનો ઈશારો કરે છે.

બીચ ગયેલાં છતાં અનાથ બનેલાં બાળકોની અને ઈસ્પિતાલમાં સારવાર લઈ રહેલા ઘવાયેલાંઓની વહારે ધાવામાં તો કોઈ પાછી પાની નહી જ કરે એવો વિશ્વાસ બેસે છે. જેમણે ઘરબાર ગુમાવ્યાં છે તમને માટે તાબડતોબ આશ્રયસ્થાનોની વ્યવસ્થા થશે એનો પણ અહેસાસ મળે છે. ભારતીય રાષ્ટ્રજનોની સહાનુકંપા અને સંવેદનશીલતા કેટલી પ્રબળ અને વેગીલી છે તો હોનારત સ્થળે દોડી ગયેલી સહાય–ટકડીઓ કહેવા લાગે છે. ભારતીય લશ્કરે પણ ઉત્તમ કામગીરી બજાવી છે. જે હજારો માર્યા ગયાં છે તે તો પાછાં આવવાનાં નથી, પણ જે હજારોને શિરે સ્વજન–વિયોગની અને મિલકતોની તારાજીની પારાવાર વેદના ધરબાઈ છે તેમનું દુઃખ તો કેવળ સમય જ હળવું કીર શકશે.

**પ્ર–૮ શહેરમાં નીકળેલી રથયાત્રાનો અહેવાલ આપો. ૧૦ માર્ક**

**શહેરમાં નીકળેલી રથયાત્રા**

દર વર્ષની જેમ આ વર્ષે પણ અષાઢ સુદ બીજનાપવિત્ર દિવસે અમદાવાદમાં ભવ્ય રથયાત્રા યોજાઈ હતી. સવારે સાડા સાત વાગ્યે જમાલપુરમાં આવેલા જગન્નાથજીના મંદિરથી રથયાત્રાનો શુભ આરંભ થયો, મંદિરના વયોવૃદ્ધ મહંત રી રામદાસ સ્વામીએ ભગવાનના રથની પૂજા–અર્ચના કરી. આસપાસ ઊમટેલી મેદનીએ ભગવાન શ્રી કૃષ્ણ તથા બંધુ બલરામના જયનાદોથી ગગન ગજવ્યું અને સેંકડો ભાવિકોએ ભગવાનના રથનું વહન આરંભ્યું ! રથયાત્રામાં શહેરના ૩૨ અખાડાઓ તથા ૨૧ શણગારેલા હાથીઓ સામેલ હતા. શ્રીકૃષ્ણ અને બલરામના જીવનના વિવિધ પ્રસંગોને નિરુપતાં દશ્યોવાળા પંદર જેટલા સમૂહો સહુ કોઈના આકર્ષણનું કેન્દ્ર બનતા હતા. અખાડાના ભાઈઓ દ્વારા થતા લાઠી–બેઝિમના દાવ, બેટરીના ખેલ તથા કૃષ્ણ ધૂનના કારણે આખીય રથયાત્રા જીવંત અને દર્શનીય બની રહી. નિજમંદિરથી જમાલપુર–આસ્ટોડિયા થઈ, રાયુપરથી કાલુપુર પુલ પર થઈ સરસપુર ગઈ. સરસપુર તો શ્રી કૃષ્ણનું મોસાળ ગણાય છે. ત્યાંના મંદિરે આવેલા ભાવિક ભકતોએ ભોજન લીધં. ત્યાંના રહીશો તરફથી જગન્નાથજીને મોસાળું આપ્યું બપોરે વિરામ બાદ રથયાત્રા પ્રેમ દરવાજાથી દરિયાપુર, શાહપુર પહોંચી, ત્યાં ભગવાનની પૂજા–અર્ચના પછી રથયાત્રા રિચીરોડ પર માણેકચોક, દાણાપીઠ થઈ સાંજે ૭–૦૦ કલાકે જગન્નાથજીના મંદિરે પાછી ફરી.

ઈતર કોમના તથા રાજકારણી આગેવાન નેતાઓએ તથા વિવિધ સંપ્રદાયના મહંતોએ જગન્નાથજીનું તથા મહંતશ્રીનું ભાવભીનું પૂજન કર્યુ. રથયાત્રાના માર્ગે પ્રચંડ જનમેદની દર્શન માટે ઊમટી હતી. રસ્તામાં ઠેરઠેર રથયાત્રામાં ભાગ લેનાર ભાઈઓ માટે ઠંડા પાણીની વ્યવસ્થાઓ ગોઠવાઈ હતી અને ધજાપતાકાઓથી માર્ગો શણગારાયા હતા. રસ્તામાં દરિયાપુર નજીક પ્રભુના રથનું ચક્ર તૂટતાં રથયાત્રા અડધો કલાક રોકાઈ હતી. ચક્રનું સમારકામ પૂરું થતાં તે આગળ વધી હતી.

રથયાત્રાના આખાયે માર્ગે કડક પોલીસ બંદોબસ્ત ગોઠવાયો હતો અને રસ્તા પરના વાહનવ્યવહાને અટકાવી દેવામાં આવ્યો હતો. રથયાત્રા દરમિયાન વર્ષાનાં છાંટણાં અવારનવાર થતાં હતાં. એ અમીછાંટણાં સારા વરસાદની આગાહી રૂપ શુભ શુકન ગણાય છે. એ શુભ શુકનને કારણે ભાવિક જનતામાં આનંદની લાગણી વ્યાપી હતી. સદ્‌ભાગ્યે કશા અનિચ્છનીય બનાવ વિના રથયાત્રાનો વરઘોડો હેમખેમ પાછો ફર્યો હતો.

આવા ધાર્મિક ઉત્સવો આપણી ધર્મવૃત્તિને પોષે છે અને આપણી પ્રાચીન સંસ્કૃતિની મહત્તાને પ્રગટ કરે છે. રથયાત્રા એ માનવસંસ્કૃતિના વિકાસની યાત્રા છે !

**✦ ગુજરાતની સાહિત્યિક સંસ્થાઓનો વિગતે પરિચય ✦**

**પ્ર–૯ ગુજરાત વિદ્યાસભા વિશે ટૂંકનોંધ લખો.**

✦ **પ્રસ્તાવના :** અમદાવાદમાં ભદ્ર પાસે આવેલી ગુજરાત વિદ્યાસભા દેશભરમાં એક જૂનામાં જૂની વિદ્યાસંસ્થા છે. અલબત્ત, સમગ્ર દેશમાં જુદાં જુદાં રાજયોમાં ભાષા–સાહિત્યના ઉત્કર્ષ માટે અને વિદ્યાકળાના પ્રસાર માટે સંખ્યાબંધ સંસ્થાઓ છે પણ વિદ્યાસભાની સ્થાપનાનું પ્રયોજન અને તેનું કાર્યક્ષેત્ર વિશિષ્ટ પ્રકારનું છે. આ ગુજરાત વિદ્યાસભા સ્થાપનાકાળે ગુજરાત વર્નાકયુલર સોસાયટીના નામથી ઓળખાતી હતી.

✦ **ગુજરાત વિદ્યાસભાની :** આ શુભ આશયથી પ્રેરાઈને ફાર્બસે ઈ.સ. ૧૯૪૮ની ૨૬મી ડિસેમ્બરે કેટલાક મિત્રોની સહાય મેળવીને ગુજરાત વર્નાકયુલર સોસાયટીની સ્થાપના કરી.

આ સોસાયટીનો ઉદ્દેશ ગુજરાતી ભાષા–સાહિત્યનો ઉત્કર્ષ કરવાનો, ઉપયોગી જ્ઞાનનો પ્રચાર કરવાનો અને સામાન્ય રીતે કેળવણીની વૃદ્ધિ કરવાનો હતો અને તે માટે સોસાયટીના સભ્યોએ એક વિસ્તૃત કાર્યક્રમ નીચે મુજબનો ઘડી કાઢયો હતો :

(૧) વર્તમાનપત્રનું પ્રકાશન (ગુજરાતમાં આ પ્રથમ અઠવાડિક હતું)

(૨) લાઈબ્રેરીની સ્થાપના (૩) ગુજરાતી કોશ માટે શબ્દસંગ્રહ

(૪) હસ્તપ્રતોનો સંગ્રહ (૫) શાળાની સ્થાપના – છોકરા–છોકરીઓની એકત્ર

(૮) વિદ્યાર્થીઓને ઉત્તેજન–ઈનામો આપવાં.

આ સમગ્ર કાર્યક્રમ પાછળ ફાર્બસની, ગુજરાતી પ્રજામાં શિક્ષણનો અને સામાન્ય જ્ઞાનનો પ્રસાર કરવાની ધગશ અને દીર્ઘદષ્ટિ જોઈ શકાય છે.

✦ **ગુજરાત વિદ્યાસભાના પુસ્તકાલયની સ્થાપના :** સોસાયટીની સ્થાપના પછી તરત જ સોસાયટીના કાર્યક્રમ પ્રમાણે એક પુસ્તકાલય સ્થાપવાનો નિર્ણય કરવામાં આવ્યો; અને નેટિવ લાઈબ્રેરીની સ્થાપના થઈ. એમાં પહેલે વર્ષે સભાસદોની સંખ્યા ૫૬ હતી, પણ આ લાઈબ્રેરીનો ઉપયોગ મોટે ભાગે અંગ્રેજ સભાસદો જ કરતા હતા. દેશી સભાસદો ભાગ્યે જ તેનો ઉપયોગ કરતા. લાઈબ્રેરીનો વધુ સભાસદો ઉપયોગ કરે તે માટે ઈ.સ. ૧૮૫૪માં રૂપિયા પાંચસોનાં પુસ્તકો તથા નવાં ચોપાનિયાં પણ ખરીદવામાં આવ્યાં. તેમ છતાં પુસ્તકાલયમાં વાચન માટે ખાસ અભિરુચિ કેળવાઈ નહીં. ખર્ચ વધતું જતું હતું. સદરહુ લાઈબ્રેરી ભદ્રના મેડા ઉપર હતી તે સંજોગવશાત ખાલી કરવાનો પ્રસંગ ઊભો થયો. એવા સંજોગોમાં કવિ દલપતરામ મદદે આવ્યા. તેમણે લાઈબ્રેરીના નિભાવ માટે જાહેર અપીલ કરી અને નગરશેઠ હિમાભાઈએ લાઈબ્રેરીના નવા મકાન માટે રૂપિયા ત્રણ હજારનું દાન આપ્યું. ઈ.સ. ૧૮૫૭ની ૧૪મી નવેમ્બરે નેટિવ લાઈબ્રેરી હિમાભાઈ ઈન્સ્ટિટયૂટ તરીકે ખુલ્લી મુકાઈ. એમાં એ સમયે ૩,૧૫૮ પુસ્તકો હતાં અને ૧૭૫ સભાસદો હતા.

✦ **ગુજરાત વિદ્યાસભા અને કન્યા–કેળવણી :** આમ, અદાવાદમાં સ્ત્રી–કેળવણીનાં દ્વાર પ્રથમ વાર સોસાયટીએ ખુલ્લાં મૂકયાં. એ પછી શહેરમાં બીજી બે કન્યાશાળાઓ સ્થપાઈ. સ.બ. રણછોડલાલ છોટાલાલની ખાડિયામાં કન્યાશાળા અને સૌ દિવાળીબાઈ કન્યાશાળા, આ બંનેનો વહીવટ આજ સુધી સોસાયટીને હસ્તક છે; અને મગનભાઈની કન્યાશાળાનો વહીવટ સુધ્ધાં સોસાયટી, કમિટીની મદદથી કરે છે. આમ, શેઠાણી હરકુંવરબાઈની સહાયથી ગુજરાતમાં કન્યા–કેળવણીનો વિધિસર આરંભ થયો અને આજે તો એના વિકાસની સીમા રહી નથી.

✦ **શિક્ષકોને તાલીમ :** બીજો એક પ્રશ્ન શાળાના વિદ્યાર્થીઓને વ્યવસ્થિત અને ઉત્તમ શિક્ષણ આપી શકે તેવા શિક્ષકો તૈયાર કરવાનો હતો. એ માટે મુંબઈમાં તાલીમવર્ગ શરૂ કરવામાં આવ્યો. તેમાં દસ મહેતાજી તૈયાર થાય. તેમાં પહેલા સમૂહમાં સુરતના પ્રસિદ્ધ દુર્ગારામ મહેતાજી અને અમદાવાદના તુલજારામ સુખરામ મુખ્ય હતા. પણ મુંબઈ જવા–આવવાનું સુગમ નહીં હોવાથી એ તાલીમવર્ગ સુરત લાવવામાં આવ્યો, સુરતમાં પણ તે જામ્યો નહીં. એટલે છેવટે ઈ.સ. ૧૯૫૭માં અમદાવાદમાં શિક્ષકો તૈયાર કરવા માટે ટ્રેનિંગ સ્કૂલ સ્થાપવામાં આવી.

સોસાયટીએ હિમાભાઈ ઈન્સ્ટિટયૂટની સ્થાપના કરી, પણ ગુજરાતી સભાસદો માટે પુસ્તકોનો અભાવ હતો. એટલે સોસાયટીએ તે સમયના વર્તમાનપત્રમાં તથા 'બુદ્ધિપ્રકાશ'માં પ્રકાશિત થતા છૂટા લેખો, નિબંધો, માહિતી લેખો ચોપાનિયાંરૂપે જુદાં પ્રગટ કરી જૂજ કિંમતે વેચવાની યોજના ઘડી કાઢી. અલબત્ત, તેનો ઉપયોગ તત્કાળ પૂરતો હતો.

'બુદ્ધિપ્રકાશ'ના આરંભના અંકોમાં મગનલાલ વખતચંદના લેખો પ્રકાશિત થતા. 'વસ્તમાન'માં પણ તે લખતા. એ લેખો નિશાળમાં અભ્યાસ માટે ઉપયોગી બનતા. મગનલાલ વખતચંદે 'અમદાવાદનો ઈતિહાસ' પણ લખ્યો છે અને ગુજરાત વર્નાકયુલર સોસાયટીના તે પ્રથમ સહાયક મંત્રી (આસિસ્ટન્ટ સેક્રેટરી) હતા. એમને 'અમદાવાદનો ઈતિહાસ' માટે સોસાયટીએ ૧૫૦ રૂપિયાનું ઈનામ આપેલું.

સોસાયટીની પુસ્તક પ્રકાશનની એક રીત ઈનામો જાહેર કરી નિબંધો લખાવી તેમાંના ઉત્તમ પસંદ કરી તે પ્રગટ કરવાની હતી. એવી સ્પર્ધા નિમિત્તે લખાયેલા અને છપાયેલા નિબંધોમાં કડવા કણબી વિશે નિબંધ, (ઉત્તમરામ પુરુષોત્તમ), ડાકયણ વિશે નિબંધ (ખુશાલરામ સારાભાઈ) તેમ જ ઐતિહાસિક વિષયો પર – ઈરાન, આસિરિયા, ઈજિપ્ત, ગ્રીસ વગેરે પર ગુજરાતમાં પ્રાથમિક કેળવણીના સમર્થ પ્રચારક રણછોડલાલ ગિરધરદાસે લખ્યા હતા. ગુજરાતના ઈતિહાસ વિશે તે વખતે હાઈસ્કૂલમાં અભ્યાસ કરનાર સ્કોલર યેદલજી ડોસાભાઈએ નિબંધ લખીને ફાર્બસની પ્રસન્નતા પ્રાપ્ત કરી હતી; અને તેણે

નિશાળો માટે એ પુસ્તકની ભલામણ કરી હતી. સોની વિશે નિબંધ તે જમાનાના મોટા વિદ્વાન સાંકળેશ્વર જોશીએ લખ્યો હતો; યાંત્રિક કળામાં તે નિપુણ હતા. એમની વિદ્વત્તાની કદર કરીને ઈ.સ. ૧૮૭૬માં તેમને સોસાયટીએ માનદ સભાસદ બનાવ્યા હતા. સોસાયટી યોજતી હતી તે નિબંધસ્પર્ધામાં થોડાક બૌદ્ધિકો ભાગ લેતા હતા. પણ એમનું લખાણ સામાન્ય કક્ષાનું રહેતું. સર્વ લેખકોમાં શિરમોર બની રહ્યા તે તો કવિ દલપતરામ.

✦ **ગુજરાત વિદ્યાસભા અને કવિ દલપતરામ :** ફાર્બસે દલપતરામને પૂરા સમય માટે શિક્ષક તરીકે રાખી લીધા તે પછી બંને વચ્ચે આત્મીયતા વધતી જ ગઈ. ફાર્બસને ગુજરાતનો ઈતિહાસ રચવા માટે મધ્યકાલીન ગ્રંથોના સંશોધનમાં કવિ દલપતરામે ખૂબ સહાય કરી હતી. એમની સહાયથી અને પોતાની વિદ્વત્તાથી ફાર્બસ ગુજરાતના ઈતિહાસનો ગ્રંથ 'રાસમાળા' પ્રકાશિત કરી શકયા.

ફાર્બસે દલપતરામને શિક્ષક તરીકે તો સ્થાપ્યા પણ એમની નિષ્ઠા, કુશળતા, આદિ સદ્‌ગુણોથી તે પ્રસન્ન રહેતા. એમણે જ દલપતરામને સાદરામાં રૂપિયા પચીસના પગારે સરકારી નોકરીમાં ગોઠવી દીધા. સોસાયટીએ પ્રજામાંથી ભૂતપ્રેતના અને મંતરજંતરના વહેમ નાબૂદ થાય, ભૂવાઓની ધૂર્ત વિદ્યાથી તે બચે તે માટે ભૂત વિશેની માન્યતાના એક ઈનામી નિબંધની સ્પર્ધા યોજી. એમાં દલપતરામે એમની કારકિર્દીનો પહેલો 'ભૂત નિબંધ' લખીને સોસાયટીનું પારિતોષિક મેળવ્યું. ફાર્બસ એ નિબંધથી એટલા તો પ્રભાવિત થયા કે તેમણે તેનો અંગ્રેજીમાં અનુવાદ કર્યો.

ફાર્બસને કારણે દલપતરામ સોસાયટી સાથે પરોક્ષ રીતે સંકળાયેલા જ હતા. અને સોસાયટીની યોજનામાં જરૂર પડયે મદદરૂપ થતા હતા. એમની કવિ તરીકેની પ્રતિષ્ઠા તો સ્થપાઈ ચૂકેલી હતી જ. ઈ.સ. ૧૮૫૧માં તેમણે સુરતની પરહેજગાર સભામાં જાદવાસ્થળી સંપલક્ષ્મી સંવાદ, હુન્નરખાનની ચડાઈ જેવા વિષયો પર પદ્યમાં ભાષણો કર્યા હતાં. કેફ નિષેધ વિશે પણ પરહેજગાર સભાની ફરમાઈશથી ગરબાવળી રચી હતી. કવિ દલપતરામના ભાષણ વખતે મહિપતરામ નીલકંઠ સભાના સહાયક મંત્રી તરીકે ખુરશીમાં બિરાજયા હતા. અને પ્રમુખ તરીકે સોસાયટીના સેક્રેટરી કર્ટિસ ઉપસ્થિત હતા. આમ, દલપતરામ એમનાં કાવ્યોથી તો પ્રસિદ્ધ હતા જ, પણ સોસાયટીના પારિતોષિક પાત્ર 'ભૂત નિબંધ' (૧૮૫૦) થી તે સારી પેઠે જાણીતા થયા. એ પણ એવી જ સ્પર્ધા માટે તેમણે 'જ્ઞાતિ નિબંધ' લખ્યો (૧૮૫૧) અને બાળવિવાહ નિબંધ પણ રચ્યો.

સોસાયટીના અંગ્રેજ સેક્રેટરીઓ સિવર્ડ, કર્ટિસ આદિ દલપતરામના ફાર્બસ સાથેના સંબંધથી તો ખરા જ, પણ એમની સામાજિક પ્રતિષ્ઠાથી અને લેખનશકિતથી પણ સુપરિચિત હતા. સોસાયટીના સ્થાપક ફાર્બસની સુરત અને અન્યત્ર બદલી દરમિયાન સિવર્ડ, કર્ટિસ સેક્રેટરી તરીકેની ફરજો સહાયક મંત્રીઓની મદદથી બજાવતા હતા. મગનલાલ વખતચંદ પહેલા સહાયક મંત્રી બન્યા હતા પણ સરકારી નોકરી મળતાં તે સોસાયટી છોડી ગયા. એ પછી બીજા સહાયક મંત્રીઓ પણ સરકારી નોકરીના પ્રલોભનમાં સોસાયટીની નોકરીમાંથી ફારેગ થઈ જતા રહ્યા. આથી સોસાયટીનું કામ કથળવા માંડયું. એટલે એ વખતના માનદ મંત્રી કર્ટિસની નજર દલપતરામ પર ઠરી. દલપતરામ સોસાયટીમાં જોડાય તો સોસાયટીના કાર્યમાં વેગ આવશે એવી પાકી ગણતરીથી તેમણે દલપતરામને સોસાયટીમાં સહાયક મંત્રી તરીકે જોડાવા માટે પત્ર લખ્યો. પણ કવિને સાદરામાં સરકારી નોકરી માનમરતબાવાળી અને ઊજળા ભવિષ્યવાળી હતી. એટલે કવિએ જવાબ લખ્યોઃ

*દિલમાં હેત સ્વદેશ પર પણ તૃષ્ણા ન જાય,*
*સરકારી અધિકાર તે, કેમ એમ મુકાય.*

કર્ટિસે તરત જ ફાર્બસને પત્ર લખ્યો અને દલપતરામ સોસાયટીના વિકાસ માટે તેમાં જોડાય એવી માગણી કરી.

✦ **ગુજરાત વિદ્યાસભા અને 'બુદ્ધિપ્રકાશ' :** સોસાયટી સ્થપાઈ તે અરસામાં 'બુદ્ધિપ્રકાશ' નામનું એક મંડળ અસ્તિત્વમાં આવ્યું હતું અને 'બુદ્ધિપ્રકાશ' પ્રથમ વાર ઈ.સ. ૧૮૫૦માં પ્રકાશિત કરવાનો યશ એ મંડળને ઘટે છે. અલબત્ત, એ સાહસ મંડળના ગજા બહારનું હતું. દોઢેક વર્ષમાં જ એ પાક્ષિકને બંધ કરવું પડયું. પરંતુ ઈંગ્લિશ સ્કુલના હેડમાસ્તર ભોગીલાલભાઈની પ્રેરણાથી એક નવું 'વિદ્યાભ્યાસક' મંડળ સ્થપાયું (૧૮૫૧). તેમાં નિબંધલેખન પર ભાર મુકાતો અને ભાષણો થતાં. એ મંડળે 'બુદ્ધિપ્રકાશ'ને ફરી પ્રકાશિત કરવા માંડયું. એના પ્રકાશન માટે યંત્રોની જરૂર પડતાં સોસાયટીએ એ મંડળને રૂપિયા પચાસ બક્ષિસમાં આપ્યા હતા. ઈ.સ. ૧૮૫૪માં તે પુનઃ પ્રકાશિત થયું. એનું સંપાદન કરનારાઓ હરિલાલ મોહનલાલ, મગનલાલ વખતચંદ વગેરે સરકારી નોકરીમાં જોડાઈ જતાં 'બુદ્ધિપ્રકાશ' ડૂબવા માંડયું. એ વખતે કવિ દલપતરામ

તેની વહારે ધાયા. સોસાયટીમાં હોદ્દો સંભાળી લીધા પછી ઈ.સ. ૧૮૫૫માં દલપતરામે તેનું તંત્રીપદ સંભાળ્યું. દલપતરામની નિશ્રામાં ઈ.સ. ૧૮૫૪થી 'બુદ્ધિપ્રકાશ' પ્રગટયું અને ફૂલ્યુંફાલ્યું, આજે પણ ઈ.સ. ૨૦૦૦ની સાલમાં તે પ્રકાશિત થતું રહ્યું છે.

✦ **ગુજરાત વિદ્યાસભા અને ભો.જે. વિદ્યાભવન :** ઈ.સ. ૧૯૪૫–૪૬ના વર્ષ દરમિયાન સોસાયટીને તેના 'ઉચ્ચ અભ્યાસ અને સંશોધન વિભાગ'ને વિદ્યાભવનરૂપે વિકસાવવા માટે ભોળાનાથ જેશિંગભાઈ તરફથી મોટી રકમનું દાન મળ્યું તેને પરિણામે ઈ.સ. ૧૯૪૬–૪૭ના વર્ષમાં ભોળાનાથ જેશિંગભાઈ વિદ્યાભવનની સ્થાપના થઈ. એ જ વર્ષ દરમિયાન સોસાયટી વિદ્યાસભા તરીકે નવું નામ પામી હતી.

ભો.જે. વિદ્યાભવનમાં સંશોધનની પ્રવૃત્તિ આજ સુધી સતત વિકસતી રહી છે. એ સંસ્થામાં સંશોધનક્ષેત્રે સફળ કાર્ય કરી પ્રથમ પીએચ.ડી. થવાનું માન હરિપ્રસાદ શાસ્ત્રીએ પ્રાપ્ત કર્યું. એ પછી પણ અનેક વિદ્યાર્થીઓ પીએચ.ડી. માં આ સંસ્થામાં તૈયાર થયા. ઈ.સ. ૧૯૪૮માં ગુજરાત વિદ્યાભવનની નવી પ્રવૃત્તિ શરૂ થઈ. વિદ્યાસભાના વર્ગો શરૂ કરવામાં આવ્યા અને તેમાં ૧૫ વિદ્યાર્થીઓએ પૂરાં બે વર્ષ તાલીમ મેળવી. આ વિભાગમાં પત્રકારના ક્ષેત્રે મહત્ત્વનું પ્રદાન કરનારા બહારના અધ્યાપકોની ખાસ સેવા લેવામાં આવતી હતી. તેમાં ઈન્દુલાલ યાજ્ઞિક પણ હતા. વિદ્યાભવન તરફથી એ જ વર્ષોમાં બંગાળી અને ઉર્દૂ ભાષાઓનો વ્યવસ્થિત અભ્યાસ કરવાની સુવિધા પણ કરવામાં આવી. પ્રો. નગીનદાસ પારેખ બંગાળી ભાષાસાહિત્યના વર્ગોનું સંચાલન કરતા હતા. પ્રદર્શન યોજવું, લેખક સંમેલન ભરવું, ઉત્તમ કવિતાઓ જાહેરમાં ગવડાવવી, ગુજરાતી સાહિત્યના અનેક અગઉપાંગોનો એકસો વર્ષનો સંક્ષિપ્ત ઈતિહાસ તૈયાર કરાવવો, સોસાયટીનો સો વર્ષનો સંક્ષિપ્ત ઈતિહાસ તૈયા કરાવવો, જેમાં સ્વ. હીરાલાલ પારેખે લખેલાં ત્રણ પુસ્તકોના સાર ઉપરાંત, પહેલેથી તે અત્યાર સુધી બધી પ્રગતિનો સમાવેશ થઈ જાય એનો ખ્યાલ રાખવો, સો વર્ષનાં સામાજિક ફેરફારોનું સંશોધિત ચિત્રોનું પુસ્તક પ્રકાશિત કરવું વગેરે કાર્યો કરવાનો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો. શતાબ્દીનો સમગ્ર ઉત્સવ ભવ્ય રીતે ઊજવાયો. છેલ્લાં સો વર્ષના ગુજરાતી સાહિત્યના પ્રદર્શનનું ઉદ્‌ઘાટન સુપ્રસિદ્ધ કેળવણીકાર નાનાભાઈ ભટ્ટના હસ્તે ઈ.સ. ૧૯૪૯ના એપ્રિલમાં ખુલ્લું મુકાયું હતું.

✦ **ગુજરાત વિદ્યાસભાનો ઉદ્દેશ :** ગુજરાતી ભાષા સાહિત્યનો ઉત્કર્ષ કરવો, ઉપયોગી જ્ઞાનનો પ્રચાર કરવો અને સામાન્યક્ષેત્રે કેળવણીની વૃદ્ધિ કરવી એ આ ગુજરાત વિદ્યાસભાનો ઉદ્દેશ છે.

આ ઉદ્દેશ પાર પાડવા કેળવણી અને વિદ્યાવૃદ્ધિને ઉત્તેજન આપે એવાં ટ્રસ્ટ–ફંડ રાખી એનો વહીવટ કરવામાં આવે છે. ઉત્તેજન દાખલ પુસ્તકો ખરીદ કરી ગ્રંથકર્તાઓને મદદ કરવામાં આવે છે. 'બુદ્ધિપ્રકાશ' ચલાવવામાં આવે છે. ગુજરાતી ભાષા અને સાહિત્યની સમૃદ્ધિ વધારવા ઉપયોગી પુસ્તકો રચાવી પ્રગટ કરવામાં આવે છે. વિદ્યાવિસ્તાર માટે વ્યાખ્યાનો યોજવામાં આવે છે. પાઠશાળા ચલાવવામાં આવે છે. શેઠ ભોળાભાઈ જેશિંગભાઈ અધ્યયન–સંશોધન વિદ્યાભવન ચલાવવામાં આવે છે. ગ્રંથાલય અને વાચનાલય ચલાવવામાં આવે છે અને બીજી અનેક રીતે ગુજરાતમાં દેશી ભાષા દ્વારા કેળવણી તથા જ્ઞાનનો વધારો થાય તેવા યત્ન કરવામાં આવે છે.

✦ **ઉપસંહાર :** વિદ્યાસભાનું 'બુદ્ધિપ્રકાશ' ખોટમાં ચાલે છે. એ ખોટ ભરપાઈ કરવા માટે જાહેરખબરોને માટે પ્રયાસ કરવા, ગ્રાહક સંખ્યા વધારવી વગેરે ઉપાયો વિચારાયા છે. એનો અમલ થઈ શકે તો 'બુદ્ધિપ્રકાશ'નું તેજ વધે.

'બુદ્ધિપ્રકાશ'ના હાલ ગ્રાહકોની સંખ્યા ૪૮૦ છે. ઈ.સ. ૧૯૯૯ના ઓકટોબરમાં યશવંત શુકલના અવસાન પછી ડો. ચીનુભાઈ નાયક અને શ્રી મધુસૂદન પારેખ 'બુદ્ધિપ્રકાશ'નું તંત્ર સંભાળી રહ્યા છે. ડો. ચીનુભાઈ નાયક હાલ ગુજરાત વિદ્યાસભાના મંત્રીનો હોદ્દો પણ સંભાળે છે.

## પ્ર–૧૦ ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક

✦ **પ્રસ્તાવના :** સર એલેકઝાંડર કિનલોપ ફાર્બસના નામ ઉપરથી પ્રગટ થતું સાહિત્ય સામયિક ફાર્બસ ત્રૈમાસિક મુંબઈમાં આજથી દોઢસો વર્ષ પહેલા સ્થપાયેલ ગુજરાતી સભા મુંબઈ દ્વારા પ્રગટ થાય છે.

આ સામયિકની સાંસ્કૃતિક અને ઐતિહાસિક ભૂમિકા તપાસવા જેવી છે. આજથી દોઢસો વર્ષ પૂર્વે ઈ.સ. ૧૮૫૦ની આસપાસ અંગ્રેજ અફસર સર એલેકઝાંડર કિનલોપ ફાર્બસ ગુજરાતમાં સનદી અધિકારી તરીકે પોતાની સેવાઓ અંગ્રેજ સરકાર માટે આપે છે. સંસ્કૃતિ, સાહિત્ય અને ભાષાના પ્રેમી ફાર્બસને એ સમયે ગુજરાતની પ્રાકૃત, અપભ્રંશ અને જૂની ગુજરાતી, ગુજરાતી ભાષામાં ખૂબ રસ પડે છે. ગુજરાતનો ઈતિહાસ, મંદિરો, તહેવારો, ઉત્સવો તેમજ પ્રજાના લોકસંસ્કાર પણ

ફાર્બસને ખૂબ ગમવા લાગે છે. આ સમયમાં ગુજરાતની જૂદી જૂદી દિશાએથી ફાર્બસ ઈતિહાસ, સંસ્કૃતિ અને ભાષા અંગે સંશોધન કરતા જૂની હસ્તપ્રતો, શિલાલેખો, તામ્રપત્રો વગેરેમાં ખૂબ રસ લેતા ફાર્બસને ગુજરાતી ભાષા તથા સાહિત્ય માટે કંઈક કરી છૂટવાની તમન્ના જાગી. આ માટે ગુજરાતી ભાષા શિખવા ફાર્બસે કવિ દલપતરામ પાસે ખાનગી ટયૂશન રાખી ગુજરાતી ભાષા શિખી. પોતાની જાત મહેનતે, અંગત ખર્ચ કરીને હજારો પુસ્તકોની નકલ કરાવી. જયાં ત્યાં રખડી, ભટકીને ફાર્બસે ગુજરાતી હસ્તપ્રતો એકઠી કરી. એમ કરતા કરતા પોતાને દેશ ઈંગ્લાંડમાં અને ફરી ભારતમાં ગુજરાતી સાહિત્યનો પ્રચાર પ્રસાર કરી આખરે મુંબઈમાં 'ગુજરાતી સભા' નામની સંસ્થા ઊભી કરી. ઈ.સ. આ સંસ્થાએ આજથી બરાબર ૭૫ વર્ષ પહેલા પ્રથમ ત્રૈમાસિક 'ફાર્બસ ગુજરાતી સભા' નામે પ્રગટ કર્યુ. જેના વર્તમાન સમયના સંપાદક ગુજરાતીના જાણીતા કવિ સિતાંશુ યશશ્ચંદ્ર મહેતા છે.

✦ **ત્રૈમાસિક ફાર્બસના તંત્રીનો પરિચય :** ત્રૈમાસિક ફાર્બસ સામયિકના વર્તમાન તંત્રી સિતાંશુ મહેતા છે. ગુજરાતી તેમજ ભારતીય કવિ સિતાંશુ મહેતા આંતરરાષ્ટ્રિય ખ્યાતિ પ્રાપ્ત કવિ ગણાય છે. ભારત સરકાર તરફથી પદ્યશ્રી અને અનેક સરકારી, સામાજિક સંસ્થાઓથી સન્માનીત કવિ સિતાંશુ મહેતા ભારતીય સ્તરના વિવેચક, નાટયકાર અને મીમાંસક છે. એમના બહુચર્ચિત પુસ્તકોની યાદી જોઈએ તો

(૧) જટાયુ (૨) ઓડિસિયસનું હલેસુ (૩) વખાર (૪) રમણિયતાનો વાગવિકલ્પ (૫) અસ્યા સર્ગ વિધૌ : (૬) લેડી લાલકુંવર (૭) ખગ્રાસ (૮) ગુજરાતી નાટક (૯) તોખાર (૧૦) આ માણસ મદ્રાસી લાગે છે.

આ મુજબના અસંખ્ય પુસ્તકો ફાર્બસના તંત્રી પાસેથી મળે છે. કવિ સિતાંશુ ફાર્બસ સામયિકને છેલ્લા ત્રણેક વર્ષથી નવી દિશા આપી રહ્યા છે. ગુજરાતના સાંસ્કૃતિક પરિબળો, ઈતિહાસ, ભૂગોળ, તેમજ માનવવિદ્યાશાખાઓના અનેક વિષયોનો અભ્યાસલેખો ભારત તેમજ ગુજરાતના જૂદાજૂદા સર્જકો, સંશોધકો પાસેથી લખાવી પ્રગટ કરી રહ્યા છે. આ સામયિકની ડિઝાઈન પણ ખૂબ સરસ છે. ડેમી સાઈઝથી મોટા કવનુ યા સામયિક રંગીન મુખપૃષ્ઠને કારણે સુંદર ભાસે છે.

✦ **ત્રૈમાસિક ફાર્બસના હેતુઓ :** ગુજરાતીના મહત્વના સામયિકોમાં ત્રૈમાસિક ફાર્બસની ગણના થાય છે. આ સામયિકના તંત્રી સિતાંશુ મહેતા પોતે સર્જક હોવાથી સાહિત્યનું જીવનમાં સ્થાન પુરી રીતે સમજી શકે છે. પરિણામે આ સામયિક ના હેતુઓ પરંપરાગત રીતે જૂદા પડે છે.

(૧) ગુજરાતના ઈતિહાસનું સંવર્ધન કરવું
(૨) ગુજરાતના પૌરાણિક પાત્રોને પ્રગટ કરવા.
(૩) ગુજરાતી ભાષા દ્વારા સમાજનું ચિંતન કરવું
(૪) ગુજરાતી ભાષાની સંવેદના પામવી.
(૫) ચેતના અને ભાષાનું મહત્ત્વ પ્રગટ કરવું.
(૬) ગુજરાતી માતૃભાષાનું સંવર્ધન કરવું
(૭) ગુજરાતી સાહિત્યનો પ્રચાર કરવો
(૮) ગુજરાતી સાહિત્યકારોની કૃતિઓ પ્રગટ કરવી.
(૯) ગુજરાતી સાહિત્ય વિવેચન પ્રગટ કરવું.
(૧૦) ગુજરાતી ભાષના નવા પુસ્તકોનો પરિચય કરાવવો.
(૧૧) ગુજરાતી વાચકોના પ્રતિભાવ પ્રગટ કરવા
(૧૨) સાહિત્ય સિવાયની કલાઓ વિશે લખાણ લખવું
(૧૩) સાહિત્યકારોની મુલાકાતો પ્રગટ કરવી.
(૧૪) યુવાન સર્જકોને પ્રોત્સાહન આપવું.
(૧૫) સાહિત્યિક કાર્યક્રમોના અહેવાલો પ્રગટ કરવા.
(૧૬) ભારતીય સાહિત્ય, વિદેશી સાહિત્ય પ્રગટ કરવું.
(૧૭) અનુવાદિત સાહિત્યને પ્રગટ કરવું.

✦ **ત્રૈમાસિક ફાર્બસનો પરિચય :** ગુજરાત વિદ્યાસભા મુંબઈ દ્વારા દર ત્રણ મહિને મુંબઈથી પ્રગટ થાય છે. દર અંકમાં મુખપૃષ્ઠ અને અંતના પૃષ્ઠમાં કોઈને કોઈ સુંદર ભાત, આવરણ, ચિત્ર કે શિલ્પનું ચિત્ર, સર્જક કે સંશોધકનો ફોટો મૂકવામાં આવે છે. પ્રથમ પૃષ્ઠની પાછળ અંકની સામાન્ય વિગતો પ્રકાશન સંસ્થા પ્રકાશક, પ્રકાશકનો પરિચય, નામ, સરનામું, અંકનો પરિચય વગેરે અપાય છે. સામેના પાને ભાષા ભારતીના મરોડદાર અક્ષરમાં ફરી સંપાદકનું નામ અને જરૂરી વિગતો અપાય છે. ચોથા પાને અનુક્રમણિકા અને પાંચમા પાને સંપાદકનો સામયિકના લેખો વિશે તથા ગુજરાતી સાહિત્યની વર્તમાન ઘટનાઓ વિશેનો લખાય છે. આ લેખમાં, સંપાદકલેખમાં સિતાંશુ મહેતા પોતાનો પ્રતિભાવ આપી દરેક લેખને મૂલવે છે ત્થા ગુજરાતી સાહિત્યની વર્તમાન ઘટના અંગે પોતાના વિચારો મૂકે છે. આમ આશરે દોઢસોક જેટલા પાનામાં ગુજરાતી ભાષાના જૂના અને નવા લેખો છપાય છે. સુંદર કાગળ, સુંદર છપાઈ, આર્કર્ષક મુખપૃષ્ઠ અને મહત્ત્વની સંશોધન સાહિત્યિક સામગ્રીને લીધે ત્રૈમાસિક ફાર્બસ ગમે છે.

✦ **ત્રૈમાસિક ફાર્બસના લેખો :** ગુજરાતી ભાષાના મહત્ત્વના સામયિકોમાં ત્રૈમાસિક ફાર્બસ ગણાય છે. આ સામયિકના તંત્રી સિતાંશુ મહેતા સ્વયં સર્જક અને વિવેચક હોવાથી દરેક અંકમાં પ્રગટ થતા લેખોની પસંદગી તેઓ ચીવટથી અને ગુણવત્તાને આધારે કરે છે. ગુજરાતના ઈતિહાસમાંથી સાહિત્યમાંથી વીણીવીણીને આજથી પચાસ–પોણાસો વર્ષ પહેલા પ્રગટ થયેલા લેખોને ફરીવાર આ સામયિકમાં રજૂ કરી વાચકોને લેખો નવી રીતે વાચવાની સમજ આપે છે. આ સામયિકમાં ઈતિહાસ, પર્યાવરણ, ભૂગોળ, પશુપંખી, વિજ્ઞાન, જયોતિષ, પુરાતત્વ આ સામયિકમાં દેશ–પરદેશના સાહિત્યને લગતા લેખો પ્રગટ કરી, કવિ, સર્જકોની જન્મજયંતિ, માતૃભાષા, રાજનીતિ વગેરેને ધ્યાનમાં રાખી દર ત્રણ મહિને જૂદા જ પેટા વિષય કે શીર્ષક થી અંકો છાપવામાં આવે છે. દરેક ગુજરાતીને ગૌરવ થાય એવું ત્રૈમાસિક ફાર્બસ એક સર્જનશીલ સામયિક છે.

✦ **ઉપસંહાર :** ગુજરાતી સાહિત્યને, સાહિત્ય જગતને તેમજ સાહિત્યકારોને નવી દિશામાં લઈ જનારું આ સામયિક દરેકને વાચવા જેવું છે. વર્તમાન ગુજરાતી ભાષાને નવી દિશા તરફ દોરી જનારા સામયિકોમાં આ સામયિકનું નામ હંમેશા આગળ રહેશે એ વાત નોંધનીય છે. આ સામયિકની સામાન્ય વિગત આ મુજબ છે.

**પ્ર–૧૧ નર્મદ સાહિત્ય સભા વિશે ટૂંકનોંધ લખો.**

જવાબ : ગુજરાતી ભાષા સાહિત્યના વિકાસ અને પરિચય માટે ગુજરાતમાં ઘણી સાહિત્યિક સંસ્થાઓ કાર્ય કરે છે. એમાં સરકારી અને સમાજ આધારિત સંસ્થાઓ પણ છે. નર્મદ સાહિત્ય સભા એ નર્મદના ચાહકો, ભાવકો અને સુરત તેમજ દક્ષિણ ગુજરાતના વિદ્વાનો દ્વારા ચાલતી સાહિત્યની સંસ્થા છે. આ સાહિત્ય સંસ્થાનો હેતુ પણ નર્મદ સાહિત્યની સાથે સાથે ગુજરાતી સાહિત્યનો વિકાસ થાય અને સર્જકો, લેખકો, કવિઓને પ્રોત્સાહન મળે એ છે, ગુજરાતી સાહિત્યના અર્વાચીનકાળના પ્રથમ કવિ જે અર્વાચીન કવિમાં પ્રથમ ગણાય છે, એ નર્મદના નામે આ સંસ્થા સુરતમાં ૧૯૨૩માં સૌ પ્રથમ 'ગુજરાતી સાહિત્ય મંડળ' એ નામે સ્થપાયેલી. ત્યાર બાદ આ સંસ્થાનું નવું નામ ૧૯૩૯માં 'નર્મદ સાહિત્યસભા' એમ રાખી વર્તમાન સમયે કલા. સાહિત્ય અને સંસ્કૃતિના વિકાસના કાર્ય કરે છે. નર્મદ સાહિત્યસભાના મહત્વના કાર્યોમાં સાહિત્યિક કાર્યક્રમોના આયોજનો અને કવિ નર્મદના નામે ગુજરાતી સાહિત્યમાં નર્મદ સુવર્ણચંદ્રક થી દર વરસે કોઈને કોઈ વિદ્વાનનું સન્માન કરવું એ ગણાય છે. આ સભા વખતોવખત સાહિત્યકારોના સમારંભો, કવિ સંમેલનો, કાર્યશાળા, પરિસંવાદો યોજીને ગુજરાતી સાહિત્યને જાગતું રાખે છે. કવિતા, વાર્તા, નવલકથા કે આત્મકથા જેવા સાહિત્ય સ્વરૂપોના પ્રકાશનની સાથે નર્મદના ગ્રંથોનું પ્રકાશન પણ નર્મદ સાહિત્યસભા કરે છે. હેમચંદ્રાચાર્ય સારસ્વત મહોત્સવ, કવિ કાલિદાસ સમારોહ, મૂળરાજ સોલંકી સહસ્ત્રાબ્દિ, જેવા અનેક કાર્યક્રમોઆ સંસ્થા યોજી ચૂકી છે. વર્તમાન સમયમાં રમેશ શુકલ, ભગવતીકુમાર શર્મા, ગુણવંત શાહ, વક્ષેશ ઠાકર, શરીફા વીજળીવાળા જેવા મહત્વના સાહિત્યકારો આ સંસ્થા સાથે સંકળાયેલા છે.

નર્મદ સુવર્ણ ચંદ્રકની વાત કરીએ તો ગુજરાતી ભાષા, સાહિત્ય, કલા, સંસ્કૃતિ, સમાજવિદ્યા કે અનેક લોકવિદ્યામાં કામ કરતા વિદ્વાનો, સંશોધકો, કિવઓ કે લેખકોને આ ચંદ્રક આપી તેનું સન્માન કરવામાં આવે છે. ૧૯૩૩માં નર્મદની જન્મશતાબ્દિ નિમિત્તે નર્મદપ્રતિમાની સ્થાપના પછી વધેલી રકમમાંથી આ ચંદ્રક અપાય છે. ચંદ્રક માટે કૃતિની પસંદગી નર્મદ સાહિત્ય સભા દ્વારા થાય છે. આ ચંદ્રકથી દર વર્ષે જે મહાનુભાવો સન્માનિત થયા છે એમની કૃતિઓના નામ તેમજ સર્જક ના નામ આ મુજબ છે.

(૧) જયોતિન્દ્ર દવે – રંગતરંગ (૨) ચ.ચી. મહેતા – ધરા ગુજરી
(૩) ઉમાશંકર જોશી – પ્રાચીના (૪) પ્રભુદાસ ગાંધી – જીવનનું પરોઢ
(૫) નિરંજન ભગત – છંદોલય (૬) સુરેશ જોશી – જનાન્તિકે
(૭) રસિકલાલ પરીખ – મેના ગુર્જરી (૮) સિતાંશુ યશશ્ચંદ્ર – જટાયુ

આમ નર્મદ સાહિત્ય સભા ગુજરાતી સાહિત્યની ખેવના કરતી મહત્ત્વની સાહિત્ય સંસ્થા ગણી શકાય.

**પ્ર–૧૨ પ્રેમાનંદ સાહિત્યસભા વિશે ટૂંકનોંધ લખો.**

જવાબ : પ્રેમાનંદ સાહિત્યસભા ગુજરાત ભાષા સાહિત્યના વિકાસ માટે ઈ.સ. ૧૯૧૬માં વડોદરામાં સ્થપાયેલી સાહિત્યિક સંસ્થા છે. આ સભાનો મુખ્ય હેતુ પ્રેમાનંદના સાહિત્યનું પ્રકાશન કરવું, આખ્યાનકલાની જાળવણી કરવી, હસ્તપ્રતોની જાળવણી કરવી અને કવિઓ, સર્જકોને પ્રોત્સાહન આપવું એ ગણાય છે. મૂળમાં ૧૯૧૬માં આ સભાનું નામ વડોદરા સાહિત્યસભા હતું જે ૧૯૪૪માં બદલીને પ્રેમાનંદ સાહિત્ય સભા નામે ઓળખાય છે.

સાહિત્યનો પ્રચાર પ્રસાર થાય એ હેતુથી સાહિત્યના કાર્યક્રમો ગોઠવતા, કવિ સંમેલનો, વર્તાકારો, નવલકથાકારોના સંમેલનો, અધ્યાપકો અને વિદ્યાર્થીઓના વિકાસ માટેના કાર્યક્રમો ગોઠવવા પ્રેમાનંદ સાહિત્ય સભાના કાર્યો ગણાય છે. સાહિત્યકારોની જન્મજયંતી ઉજવણી અને 'સાહિત્યકાર' નામના સામયિકનું પ્રકાશન આ સંસ્થા કરે છે. વડોદરા કલા અને સંસ્કૃતિની નગરી હોવાથી પ્રેમાનંદ સાહિત્ય સભાને આઝાદી પૂર્વે વડોદરાના મહારાજા તરફથી પણ આર્થિક સહાય મળેલી. વર્તમાન સમયે વડોદરાના ઉદ્યોગપતિ તેમજ કલારસિકોની આર્થિક સહાયથી આ સંસ્થા કાર્યરત છે. સુરેશ જોશી, સિતાંશુ યશશ્ચંદ્ર, શિરીષ પંચાલ જેવા વિદ્વાનો આ સાથે સંકળાયેલ જોઈ શકાય છે. દર વર્ષે પ્રેમાનંદ સાહિત્યસભાના નામે બે કે ત્રણ દિવસના સાહિત્ય કાર્યક્રમોનો આયોજન કરી જનસમાજમાં સાહિત્ય અને કલાનો ફેલાવો કરવામાં પ્રેમાનંદ સાહિત્ય સભા અગ્રણી રહી છે.

**પ્ર–૧૩ ગુજરાત વિદ્યાપીઠ વિશે ટૂંકનોંધ લખો.**

✦ **ગુજરાત વિદ્યાપીઠ :** ગાંધીજીએ વિદ્યાપીઠની સ્થાપનાને કેટલું બધું મહત્ત્વ આપ્યું હતું તે તેમના નીચેના શબ્દોથી જણાય છે : "મારી જિંદગીની અંદર મે અનેક કાર્યો કર્યા છે... એમાંનાં ઘણાં મોટી જવાબદારીવાળાં હતાં, પણ અત્યારે જરાયે અતિશયોકિત વિના હુ કહેવાને ઈચ્છું છું કે મેં એવં એક પણ કાર્ય કર્યુ નથી કે જેની સાથે આજે કરવાના કાર્યનો મુકાબલો થાય." આ શબ્દો ગાંધીજીએ ૧૯૨૦ની સાલમાં ગુજરાત વિદ્યાપીઠની સ્થાપનાને સમયે કહ્યા હતા.

✦ **વિદ્યાપીઠની સ્થાપના પહેલાં :** ૧૯૨૦ સુધીમાં દેશમાં શિક્ષણના કેટલાક નવા પ્રયોગો શરૂ થઈ ગયા હતા. ૧૮૫૩માં મેકોલેના નામે ચડેલી અંગ્રેજી છાપવાળી સરકારી કેળવણીનો પ્રારંભ થયેલો. આ ૮૫ વર્ષમાં એ કેળવણીએ ઠીક ઠીક જડ ઘાલેલી. એની સામે ભારતીયતાની છાપવાળી કેળવણીના કેટલાક પ્રયત્નો પણ થયેલા. આ પ્રયત્નોના બે પ્રવાહ હતા : પહેલો પ્રવાહ સરકાર સાથે સહકાર કરીને પ્રયત્ન કરનારો હતો. અલીગઢની મુસ્લિમ કોલેજ, પૂનાની ન્યૂ ઈંગ્લિશ સ્કૂલ તથા લાહોરની ડી.એ.વી. કોલેજ આ પ્રકારના પ્રયત્નો કરનારી સંસ્થાઓ હતી. બીજો પ્રવાહ સરકારથી સ્વતંત્ર રહીને ધાર્મિક–સાંસ્કૃતિક સુધારા કરવાનો પ્રયત્ન હતો. આમાં વૃંદાવનનું પ્રેમ મહાવિદ્યાલય, કાંગડીનું ગુરૂકુળ અને રવીન્દ્રનાથનું શાંતિનિકેતન વગેરે સંસ્થાઓ હતી. આ પ્રયત્નોમાં આર્યસમાજ, થિયોસોફી અને બંગભંગ સામેની ચળવળ જેવાં આંદોલનોએ પણ રાષ્ટ્રીય રંગ પૂર્યો હતો. આમ છતાં ભારતીય સમાજજીવનને અને મુકિતની પ્રજાકીય ઝંખનાને મૂર્ત કરે એવો કેળવણીનો પ્રયોગ કરવો હજી બાકી હતો.

કેળવણીનો નવો પ્રયોગ એ સમયની માગ હતી. ગાંધીને કંઠે જાણે એ વહી રહી હતી. અલીગઢમાં એક ભાષણમાં એમણે કહ્યું: "કોઈ રાષ્ટ્ર આગેકૂચ કરી રહ્યું હોય ત્યારે રાષ્ટ્રના યુવાનોની પ્રતિનિધિરૂપ જ્ઞાનપીઠો પાછળ કેવી રીતે રહી શકે ?" એમણે શાંતિનિકેતનમાં કહ્યું: "આપણા હૃદયની સાથે આપણા હસ્તોનો સુંદર સહકાર નહીં જામે ત્યાં સુધી આપણું જીવન ખરું જીવન નહીં બને." વ્યકિતને અને સમાજને આત્મનિર્ભર કરે અને નિર્ભય કરે એવું શિક્ષણ ગાંધીજીને જરૂરી લાગતું હતું.

વિદ્યાપીઠની સ્થાપના પાછળની ભૂમિકા સમજાવતાં અને એ દિવસોને યાદ કરતાં કાકાસાહેબ કાલેલકર કહે છે : "અમારી આગળ લોકમાન્ય તિલકના રાષ્ટ્રીય શિક્ષણની પ્રેરણા હતી જ. બંગાળની નેશનલ કાઉન્સિલ ઓફ એજયુકેશન મારફતે શ્રી અરવિંદ ઘોષ જેવા જે કામ કરતા હતા એનો આદર્શ પણ હતો. રવીન્દ્રનાથનું શાંતિનિકેતન, આર્યસમાજનાં ગુરુકુળો એ બધાનું વાતાવરણ દેશમાં હતું જ... મારો પોતાનો રાષ્ટ્રીય શિક્ષણનો અનુભવ કાંઈ નહીં તો દસ વર્ષનો હતો. એટલે વિદ્યાપીઠની સ્થાપના એ કાંઈ ઉતાવળિયું પગલું ન હતું. ગાંધીજીએ પોતે ૧૯૧૭માં ગુજરાતને રાષ્ટ્રીય શિક્ષણની પ્રેરણા આપી જ હતી. અને તે પહેલાં બનારસમાં શ્રીમતી એની બેસંટને અને ભારતના રાજા લોકોને એમણે છેડયા પણ હતા."

આ ઉપરાંત આજીવન શિક્ષણસેવાવ્રતનો ડેક્કન એજયુકેશન સોસાયટીનો પ્રયોગ પણ હતો. ખુદ અમદાવાદમાં જ આશ્રમની સાથોસાથ ગાંધીજીએ રાષ્ટ્રીય શાળા શરૂ કરી દીધી હતી અને શ્રી ઈન્દુલાલ યાજ્ઞિકે ગુજરાત કેળવણી મંડળ સ્થાપ્યું હતું. એટલે વિદ્યાપીઠના પ્રયોગમાં રાજકારણ તો બાહ્ય પ્રેરકબળ બનયું. અગાઉનો જે વિદ્યાકીય શૈક્ષણિક પ્રોત્સાહક ઈતિહાસ સાંપડયો તે મહત્ત્વનો હતો.

✦ **વિદ્યાપીઠની સ્થાપના :** વળી સરકાર સાથેનો સંબંધ તોડનારી શાળામહાશાળાઓને ઓથ આપનાર એક રાષ્ટ્રીય યુનિવર્સિટીની અનિવાર્યતા શ્રી યાજ્ઞિકે ગાંધીજીને ગળે ઉતારી હતી. કલકત્તાની કોંગ્રેસમાં અસહકારનો અને તેની સાથે રાષ્ટ્રીય વિદ્યાલયો ખોલવાનો ઠરાવ આવે તે પહેલાં શ્રી અબ્બાસ તૈયબજીના પ્રમુખપદે મળેલી ચોથી ગુજરાત રાજકીય પરિષદે

વિદ્યાપીઠની સ્થાપનાનો ઠરાવ કર્યો હતો. આ પરિષદે શ્રી કિશોરલાલ મશરૂવાળા અને શ્રી ઈન્દુલાલ યાજ્ઞિકને મંત્રીપદે એક સમિતિ નીમી તેને આ અંગેનું કામ પણ સોંપી દીધું હતું. આ સમિતિએ તા. ૧૮–૧૦–૧૯૨૦ને રોજ ગુજરાત વિદ્યાપીઠની સ્થાપનાની જાહેરાત કરી.

✦ **આરંભના કર્ણધારો :** ગુજરાત વિદ્યાપીઠનું જો કોઈ એક મહત્ત્વનું આકર્ષણ વિદ્યાર્થીઓને અને પ્રજાને રહ્યું હોય તો તેમાં એકઠી થયેલી વિવિધ પ્રકારની ઉત્તમ વ્યક્તિઓનું. વિદ્યાપીઠના મુખ્ય કર્ણધાર હતા ગાંધીજી. એમણે વિદ્યાપીઠનું કુલપતિપદ સ્વીકાર્યું. કુલનાયક બન્યા ગિદવાણીજી. મહાવિદ્યાલય (કોલેજ)ના આચાર્ય પણ ગિદવાણીજી પોતે હતા. તેઓ દિલ્હીની રાજમસ કોલેજના પ્રિન્સિપાલ હતા અને તે પદની માસિક રૂપિયા ૧૨૦૦ની આમદની છોડીને બસો રૂપિયાના માસિક પગારે વિદ્યાપીઠમાં આવવામાં તેમણે ગૌરવ અનુભવ્યું. મહામાત્ર હતા શ્રી કિશોરલાલ મશરૂવાળા. વિજ્ઞાન અને કાયદાના સ્નાતક છતાં શિક્ષણશાસ્ત્રી અને પ્રખર તત્ત્વવેત્તા એવા શ્રી કિશોરલાલ મશરૂવાળા માટે ગાંધીજીએ કહેલું : "કિશોરલાલભાઈ મારા અનુયાયી કે સાથી મને દોરનાર છે અને ઘણી વખત એમની વાત મને વિચાર કરતો કરી મૂકે છે."

✦ **સમૃદ્ધ પુસ્તકાલય :** આ પ્રવૃત્તિના અનુસંધાનમાં એક સમૃદ્ધ પુસ્તકાલય પણ ઊભું થયું. એને શ્રીમદ્ રાજચંદ્ર જ્ઞાનભંડાર એવું નામ આપવામાં આવ્યું છે. એમાં કેટલાક અત્યંત દુર્લભ અને અપ્રાપ્ય ગ્રંથો અને એવાં જ અત્યંત દુર્લભ અને અપ્રાપ્ય જૂનાં સામયિકો સાચવી રાખવામાં આવ્યાં છે. ઈન્ડિયન એન્ટિકવેરી, કલકત્તા રિવ્યૂ, રોયલ એશિયાટિક સોસયટી ઓફ બેંગાલનું જર્નલ વગેરે સામયિકોની જૂની ફાઈલ, વિયેના ઓરિએન્ટલ જર્નલ, ઝેડ.ડી.એમ.જી., જૂની પોથીઓ તથા દેશીપરદેશી ભાષાઓમાંના અનેક અભ્યાસગ્રંથો વગેરે સામગ્રી આ ગ્રંથાલયમાં સંઘરવામાં આવી છે. આજે પણ વિદ્વાનોનું તે એક આકર્ષણ બની રહ્યું છે.

✦ **અનુવાદનો વિષય રખાયો :** અનુવાદ જેવા વિષયને ત્યારથી આજ સુધી અભ્યાસક્રમમાં સ્થાન આપનાર આજેય પણ કદાચ એ એક જ યુનિવર્સિટી હશે. કવિ સુન્દરમ્ વિદ્યાપીઠમાં પોતાને મળેલી તાલીમને યાદ કરતાં કહે છે : "અનુવાદ એ અમારા અભ્યાસક્રમનો એક વિષય હતો અને એમાંથી જ મારી અનેકવિધ અનુવાદપ્રવૃત્તિનો સૂત્રપાત રચાયો હશે." ગુજરાતને શ્રી નગીનદાસ પારેખ મળ્યા એમાં આવી તાલીમનો પણ ફાળો અવશ્ય હતો.

✦ **વિદ્યાપીઠનાં ધ્યેયો :** ૧૯૨૮ની એ પુનર્રચનાનું બીજું મહત્ત્વનું તત્ત્વ હતું ધ્યેયોની સ્પષ્ટતા. બાર ધ્યેયો–સિદ્ધાંતો–નિશ્ચિત થયાં : સ્વરાજયપ્રાપ્તિને અર્થે શીલતેજવાળા કાર્યકર્તાઓ તૈયાર કરવા, સરકારશ્રયથી સ્વતંત્ર રહેવું, સત્ય–અહિંસાને આચરણમાં ઉતારવા મથવું, અસ્પૃશ્યતાનિવારણ માટે મથવું, નિરંત ખાદીનો આગ્રહ રાખવો ને નિયમિત કાંતવું, સર્વધર્મસમભાવ કેળવવો, સ્વભાષામાં જ કેળવણી આપવી, હિંદી–હિંદુસ્તાનીને શિક્ષણમાં અનિવાર્ય ગણવી, રાષ્ટ્રપોષક ઉદ્યોગના શિક્ષણને અન્ય બૌદ્ધિક વિષય જેટલું જ મહત્ત્વ આપવું. કેળવણીનું મુખ ગામડા તરફ રાખવું, એના આયોજનમાં ગામડાંની જરૂરતો તથા એ મુજબ અભ્યાસક્રમ વગેરે ઘડવા, વ્યાયામ ને શરીરશ્રમને કેળવણીમાં અવશ્ય ગોઠવવો.

✦ **ઉદ્યોગ અને શરીરશ્રમનો આગ્રહ :** એ વરસના એક વિદ્યાર્થીએ 'સાબરમતી' નામના એ સંસ્થાના તે વખતના દ્વૈમાસિકમાં નોંધ્યું છે : "આપણી કેળવણીની સૌથી વિશેષ ખામી વિદ્યાપીઠે ખોળી કાઢી છે અને તેને દૂર કરવાને સબળ પ્રયત્નો આરંભ્યા છે. મહાવિદ્યાલયની ભૂમિ ઉપર ફરનાર માણસ બપોરે ત્રણ વાગ્યાનો ઘંટ થતાં છોકરાઓને સુથારી કામનાં હથિયારો લઈ ઉદ્યોગગૃહ તરફ જતા જોશે. વણાટવાળા ફાળકા ફેરવતા જતા દેખાશે. અને આ વિદ્યાર્થીઓને... લાંબા પગ કરી રંદો લગાવતા કે દાંત પીસી પાટિયાં વહેરતા જોઈને કે સૂતરનાં પિંડલાં બનાવતા અને પાટી વણતા જોઈને, ઉદ્યોગમાં વિદ્યાર્થીઓ રસ નથી લઈ શકતા એવું તો કોઈ પણ નહીં કહી શકે. ઊલટું આ રીતે હાથ વાપરતાં શિખાય છે એ ભાન જ વિદ્યાર્થીઓને ગાંડા કરી મૂકે છે." આજે પણ સદ્ભાગ્યે આ ચિત્ર વિદ્યાપીઠમાં જોવા મળી શકે છે. ૧૯૨૮માં શિક્ષણને ઉદ્યોગ અને શરીરકામ સાથે જોડવાનો જે આગ્રહ વિદ્યાપીઠે રાખ્યો તેનાથી ભવિષ્યની વર્ધા યોજનાનો પાયો નંખાયો એમ કહી શકાય.

✦ **મહાદેવ દેસાઈ સમાજસેવા મહાવિદ્યાલય :** ગાંધીજીની પહેલાં કસ્તૂરબા ને મહાદેવભાઈ પણ ગયાં હતાં. મહાદેવભાઈના સ્મરણાર્થે તા. ૨૮–૬–૧૯૪૭થી 'મહાદેવ દેસાઈ સમાજસેવા મહાવિદ્યાલય' શરૂ કરવામાં આવ્યું. એમાં વિદ્યાપીઠમાન્ય વિનીત અથવા એસ.એસ.સી. પાસ થનાર માટે સ્નાતકની 'સમાજવિદ્યા વિશારદ'ની (બી.એની સમકક્ષ) ડિગ્રીના ત્રણ વર્ષના અભ્યાસક્રમની જોગવાઈ છે. પૂર્વે એક દાયકો ૧૯૨૦ થી ૧૯૩૦ સુધી ગિદવાણીજી, કૃપાલાનીજી ને કાકા જેવાને આચાર્યપદે ગુજરાત મહાવિદ્યાલય ચાલેલું. ૧૯૩૧ થી ૧૯૪૭ સુધીનાં લડતનાં વર્ષોમાં સ્વરાજયજ્ઞમાં એની આહુતિ

અપાયેલી. એ વિદ્યાલયની સાથે આરંભકાળે મુંબઈનું (વિદ્યાપીઠમાન્ય) રાષ્ટ્રીય મહાવિદ્યાલય પણ ચાલેલું અને ૧૯૨૫માં બંધ પડેલું. આ હતો જાણે એનો ઉત્તરાવતાર. પેલું સ્વરાજયની ઝંખના સાથે અસહકારને આરંભે ઊગ્યું; તો આ સ્વરાજયની પ્રાગડ ફૂટતાં, ગાંધીઆદર્શો મુજબના સમાજના નવનિર્માણની આશાઓ સાથે ઊગ્યું.

આ બીજા મહાવિદ્યાલયને પહેલાની ભૂમિકાનો લાભ મળ્યો. રોજબરોજનાં કાર્યોમાં પ્રાર્થના, શરીરશ્રમ, ઉદ્યોગ, સફાઈ અને ખાદી મળ્યાં. સ્વભાષાને માધ્યમ તરીકે સફળ બનાવીને અટકવાને બદલે આગળ વધારવાની નૈતિક જવાબદારી મળી. રાષ્ટ્રભાષા તરીકે ને હિંદુમુસ્લિમ સંસ્કારોના વાહક તરીકે હિંદુસ્તાનીના પ્રચારની જવાબદારી મળી. વિદ્યાર્થીપંચાયતની, સામયિકોની, ચર્ચાસભાઓ યોજવાની, રાષ્ટ્રની કે પ્રદેશની કુદરતી આપત્તિઓ વેળા વિદ્યાલયના શિક્ષણને બાજુ પર મૂકીને દોડી જવાની પરંપરા મળી.

✦ **આવાસો, છાત્રાલયો, વિદ્યાલય :** નવા અધયાપકનિવાસા, સ્વાધ્યાયગૃહ, આરોગ્યકેન્દ્ર, અદ્યતન સુવિધાવાળું મહેમાનગૃહ, મહાવિદ્યાલયનાં વિશાળ મકાનો, વિશાળ પ્રાર્થનાગૃહ, છાત્રાલયનાં નવાં મકાનો, રમતગમતનું મોટું ગૃહ ને મેદાન વગેરે સુવિધાઓ આજે છે. છતાં સમૂહ જીવનની તાલીમ, ગ્રામશિબિરો, પ્રવાસો શહેરના પછાત વિસ્તારમાં છેલ્લે વર્ષે રોજના બે કલાક સમાજકાર્ય, કોઈ એક સંસ્થા માં છેલ્લે વર્ષે એક માસનું પ્રત્યક્ષ કાર્ય, રોજનું બે કલાનું ઉદ્યોગકાર્ય, છેલ્લે વર્ષે એક તપાસનિબંધ (ડિસર્ટેશન) એ બધા આમ વિદ્યાલયની પૂર્વસ્નાતક તાલીમનાં અનિવાર્ય તત્ત્વો છે.

✦ **આદિવાસી તાલીમ–કેન્દ્ર :** આદિવાસી તાલીમ–કેન્દ્ર અને તેનું મ્યૂઝિયમ ગુજરાત વિદ્યાપીઠની એક મહત્ત્વની કામગીર છે. મ્યૂઝિયમ કોઈ પણ આંગતુક પ્રેક્ષકને પણ ગુજરાતની આ છઠ્ઠા–સાતમાં ભાગની વસ્તીના જીવનનાં ચિત્રો, સ્લાઈડ, ફોટોગ્રાફ, શિલ્પ, અન્ય ચીજવસ્તુઓ, સંગીત, ચલચિત્ર વગેરે દ્વારા સારો ખ્યાલ આપી દે છે. તો એના અભ્યાસીઓને સંશોધનયુકત માહિતી પૂરી પાડે છે. બોલીઓ પરનાં એનાં પ્રકાશનો ગુજરાતમાં આ જાતની પ્રથમ શાસ્ત્રીય માહિતી આપે છે. આ કેન્દ્ર વિદ્યાપીઠની ભૂમિ પર છે ને સંશોધનકાર્ય ત્યાં થાય છે પણએનું ક્ષેત્રકાર્ય આદિવાસી ક્ષેત્રો સુધી વિસ્તરેલું છે.

✦ **સામયિકો :** વિદ્યાપીઠનાં સામયિકોનો એક આગવો ઈતિહાસ છે. વિદ્યાર્થીઓનું લેખન વિકસે એ દષ્ટિએ આરંભે 'સાબરમતી', 'પંચતંત્ર' વગેરે ચાલેલાં. સુન્દરમ્, સ્નેહરશ્મિ, નગીનદાસ પારેખ જેવાને એનો લાભ મળ્યો છે. 'સાબરમતી' દ્વૈમાસિક પૂરાં સાત વર્ષ ચાલ્યું. પછી શિક્ષણવિષયક ચર્ચા–માહિતીની આવશ્યકતા લાગતાં 'સાબરમતી'ને 'વિદ્યાપીઠ' સાથે જોડીને કાઢવામાં આવ્યું. વળી, 'નવજીવન'ની પૂર્તિ તરીકે 'કેળવણી' કઢાયું.

(૧) પુરાતત્ત્વવિષયક લેખોવાળું ત્રૈમાસિક 'પુરાતત્ત્વ' ૧૯૨૨ થી ૧૯૨૮ સુધી ચાલ્યું.

(૨) 'શિક્ષણ અને સાહિત્ય' માસિક ૧૯૨૯માં કાકા કાલેલકરના તંત્રીપદે નીકળ્યું ને ૧૯૩૦માં લડત ઊપડતાં નવ અંકો સુધી માંડ પહોંચ્યું. ત્યાર બાદ પૂર્તિરૂપે ૧૯૩૯થી શ્રી મગનભાઈ દેસાઈ 'નવજીવન' સાથે એને જોડતા. ત્યાર બાદ એ સ્વતંત્ર માસિક બન્યું.

(૩) ૧૯૬૩થી 'વિદ્યાપીઠ' દ્વૈમાસિક ચાલે છે. એમાં અભ્યાસીઓના સંશોધનલેખો પ્રસિદ્ધ થાય છે અને સંક્ષેપમાં વિદ્યાપીઠના સમાચર પણ હોય છે.

(૪) સૌથી વધુ ધ્યાન ખેંચે છે 'જોડણીકોશ'. એની પહેલી આવૃત્તિ ૧૯૨૯માં બહાર પડી. એમાં ૪૩,૭૪૩ શબ્દો હતા. પાંચમી આવૃત્તિ ૧૯૬૭માં થઈ. એમાં ૬૮,૪૬૭ શબ્દો છે. આ પ્રવૃત્તિ સતત ચાલુ રહી છે એની એ નિશાની. ગુજરાતી–હિંદી, હિંદી–ગુજરાતી, સંસ્કૃત–ગુજરાતી અને ભીલી બોલીના કોશો તથા ગણિત, વિજ્ઞાન, અર્થશાસ્ત્ર જેવા વિષયોની પરિભાષા તૈયાર કરી પ્રગટ કરવાનું કામ સતત ચાલુ રહ્યું છે. ઉત્તર ગુજરાતની બોલીઓની મોજણીનું મોટું કામ હાલ ચાલે છે.

**પ્ર–૧૪ ગુજરાત સાહિત્ય અકાદમી વિશે ટૂંકનોંધ લખો.**

ઈ.સ. ૧૯૮૧માં રાજય સરકારે કલા, સાહિત્ય, સંસ્કૃતિ અને ભાષાના વિકાસ માટે, લોકો સાહિત્યકલા તરફ કેળવાય એ માટે અલગ ગુજરાત સાહિત્ય અકાદમીની સ્થાપના કરી તેમાં ભાષા નિયામક કચેરી દ્વારા થતી કેટલીક યોજનાઓ ઉપરાંત લોકસાહિત્ય અને અન્ય ભારતીય ભાષાઓની કામગીરી સિંધી, ઉર્દુ અને સંસ્કૃતની સલાહકાર સમિતિઓની પણ કામગીરીનો સમાવેશ કરવામાં આવ્યો. ગુજરાતી, સંસ્કૃત, સિંધી, ઉર્દૂ અને હિન્દી એમ પાંચ અકાદમીઓનાં બંધારણ તૈયાર થયા જે ને

રાજય સરકારે ૧૯૯૩માં માન્ય કર્યા છે અને એમ ગુજરાતમાં પાંચ સ્વાયત અકાદમીઓ અસ્તિત્વમાં આવી. જે ગુજરાત સાહિત્ય અકાદમીના નામથી ઓળખાય છે.

અન્ય ચાર અકાદમીની સભ્ય સંખ્યા ૩૩ની છે. જયારે ગુજરાત સાહિત્ય અકાદમીમાં અન્ય અર્વાચીન ભારતીય ભાષાઓ તથા લોકસાહિત્યની અલગ અકાદમીઓ નહી હોવાને કારણે જે તે ક્ષેત્રના વિદ્વાનોનો પણ સમાવેશ કરી. સભ્ય સંખ્યા ૪૧ નિશ્ચિત કરવામાં આવી છે. આ સભ્યોની યાદી આ પ્રમાણે છે. સરકારી અધિકારી ૫, સરકાર નિયુકત સાહિત્યકારો ૫, સાહિત્યકાર મતદાન મંડળ દ્વારા ચુંટાયેલા સભ્યો ૯, સાહિત્ય સંસ્થાઓ દ્વારા ચુંટાયેલા સભ્યો ૯, વિવિધ યુર્નિવસિટિઓના પ્રતિનિધિ ૮, ગૌરવ પુરસ્કાર મેળવેલા સાહિત્યકારોમાંથી ૨ સભ્યો, અને અકાદમીની નવી રચાતી સામાન્ય સભાએ ચુટેલા સભ્યો ૩ એમ કુલ મળીને ૪૧ સદસ્યો પોતાનામાંથી અકાદમીના પ્રમુખ, ઉપપ્રમુખ તથા કાર્યવાહક સમિતિની ચૂંટણી કરે છે. કાર્યવાહક સમિતિમાં સરકાર નિયુકત ૫, અને સામાન્ય સભાએ ચુંટેલા ૫ એમ કુલ ૧૦ સદસ્યો હોય છે.

ગુજરાત સાહિત્ય અકાદમીના ઉદેશો વ્યાપક રીતે ભાષા સાહિત્યના ઉત્કર્ષ વિકાસને લગતા છે. જે નીચે પ્રમાણે છે.

(૧) ગુજરાત પ્રદેશમાં બોલાતી ગુજરાતી ભાષા ઉપરાંત અન્ય ભાષાઓ જેમ કે બંગાળી, મરાઠી, પંજાબી, તમીલ, તેલગુ ઈત્યાદી ભારત સરકારે માન્ય કરેલી ભાષાઓ તેમજ ગુજરાત પ્રદેશની ડાંગી, કચ્છી વગેરે બોલીઓ અને તેના સાહિત્યના વિકાસ સંશોધન અને ઉત્કર્ષની કામગીરી બજાવે છે.

(૨) અકાદમીના ઉદેશો જેવા સમાન ઉદેશો માટે કાર્ય કરતી સાહિત્ય સંસ્થા, મંડળો ને આર્થિક તેમજ અન્ય પ્રકારે સહાય કરવાની કામગીરી બજાવે છે.

(૩) નવોદિત સાહિત્યકારોના પ્રથમ સર્જનાત્મક પુસ્તકના પ્રકાશન માટે આર્થિક સહાય પાંચ થી દસ હજાર રૂપિયા આપવાની કામગીરી બજાવે છે.

(૪) શિષ્ટ માન્ય યોજનામાં વિવેચન, સંશોધન પ્રકારના પુસ્તકોના પ્રકાશન માટે રૂપિયા પાંચ થી દસ હજારની આર્થિક સહાય આપવાની કામગીરી.

(૫) આદીવાસી અને પછાત વિસ્તારની શૈક્ષણિક સંસ્થાઓના ગ્રંથાલયોને પુસ્તક સ્વરૂપે આર્થિક સહાય.

(૬) પ્રતિવર્ષ પ્રગટ થતા શ્રેષ્ઠ પુસ્તકોને પારિતોષિક અપર્ણ કરવાની કામગીરી.

(૭) શૈક્ષણિક તથા સ્વૈછિક સંસ્થાઓને પુસ્તકરૂપે આર્થિક સહાય.

(૮) ગુજરાતી ભાષા સાહિત્યના ઉત્કર્ષ વિકાસ માટે મહત્વના પુસ્તકોનું પ્રકાશન.

(૯) 'શબ્દસૃષ્ટિ' સામયિકનું પ્રકાશન.

(૧૦) બાળ સાહિત્યના પ્રકાશન માટે લેખકોને આર્થિક સહાય.

ઉપરની મહત્વની યોજનાઓ સિવાય અન્ય નાની મોટી ચાલીસેક જેટલી યોજનાઓ અને કામગીરી આ સંસ્થા દ્વારા કરવામાં આવે છે. ગુજરાતી સાહિત્યની તે એક મહત્વની સંસ્થા બની રહે છે.

ગુજરાતી સાહિત્ય અકાદમીનું કાયમી સરનામું આ મુજબ છે.

ગુજરાત સાહિત્ય અકાદમી, અભિલેખાગાર, ગુલાબ ઉદ્યાન સામે

સંકાર–૧૭, ગાંધીનગર – ૩૮૨૦૧૭, ફોન નં. ૦૭૯–૨૩૨૫૬૭૯૮

**પ્ર–૧૫ ગુજરાતી સાહિત્ય પરિષદ વિશે ટૂંકનોંધ લખો.**

ગુજરાતી પ્રજામાં સાહિત્યની રૂચિ વધે એ માટે આજથી સવાસો વર્ષ પહેલા સ્ત્રી, બાળકો, વેપારીઓ, કારીગરો વગેરેને વિનોદ સાથે ઉન્નત કરે તેવું સાહિત્ય શી રીતે ઉપજાવવું ? રંગભૂમિ અને વર્તમાન પત્રો જેવી પ્રજાજીવનને ઘડનારી પ્રણાલીકાઓના કર્તવ્ય, અકર્તવ્ય શી રીતે નક્કી કરવા ? આપણા પ્રજાજીવનને ઉન્નત, શીલવાન, રસીક અને ઉદાર શી રીતે કરી શકાય ? આપણી પ્રજાનો ઉત્કર્ષ શાથી થાય ? એ પ્રશ્નના ઉત્તર અને નિરાકરણ માટે રણજીતરામ વાવાભાઈ મહેતાએ ૧૯૦૫માં ગુજરાતી સાહિત્ય પરિષદની સ્થાપના કરેલી. આજ સુધી તેનાં ૪૦ થી વધુ સંમેલનો અને ૨૦ થી વધુ જ્ઞાનસત્રો યોજાઈ ગયા છે. ગોવર્ધનરામ ત્રિપાઠી પ્રથમ પ્રમુખ થયા બાદ અનેક મૂર્ધન્ય સાહિત્યકારો અને ગાંધીજી પણ આ સંસ્થાના પ્રમુખપદે રહી ચુકયા છે.

ભારત દેશ આઝાદ થતા, ગુજરાત સ્વતંત્ર રાજય થતા, ગુજરાતી પ્રજામાં લોકશાહીના વિકાસ માટે ૧૯૫૫માં પરિષદનો પૂર્નજન્મ થયો. અને તેને લોકશાસનની પ્રણાલીકાનું બંધારણ પ્રાપ્ત થયું. તેમાં પરિષદના આ હેતુઓ જણાવાયા છે.

(૧) ગુજરાતી ભાષા, સાહિત્ય અને સંસ્કારની સર્વ શાખાઓ અને પ્રવૃત્તિઓનું સંરક્ષણ કરવું અને વિકાસ કરવો.

(૨) ગુજરાતી ભાષામાં કે ગુજરાતી ભાષા સાહિત્ય વિશે લખાયેલા પુસ્તકો સંરક્ષવા, તૈયાર કરાવવા, છાપવા.

(૩) ગુજરાતી ભાષા બોલનારાઓનું સાંસ્કૃતિક ઐકય સર્વત્ર જળવાય તે માટેના સર્વ પ્રયાસો કરવા.

(૪) શિક્ષણમાં ગુજરાતી ભાષા સરળ અને પ્રાણવાન બને એ માટે સર્વ પ્રયત્નો કરવા.

(૫) જુના ગુજરાતી ઢાળો અને લોકસાહિત્યનું રેર્કડીગ કરવું તેમ જ અન્ય પ્રકારે સાહિત્યને પ્રયાસો કરવા. પરિષદના આ હેતુઓને પાર પાડવા કે આગળ વધારવા માટે સહાય રૂપ થઈ પડે તેવા ટ્રસ્ટ ફંડો કે દાન સ્વીકારવા, અને બંધારણ અનુસાર તેનો વહીવટ કરવો.

(૬) સાહિત્યકારોને પ્રોત્સાહન આપવું.

(૭) પુસ્તક પ્રદર્શનો ગોઠવવા

(૮) સાહિત્યના કાર્યક્રમો છેક ગામડા સુધી લઈ જવા.

(૯) સાહિત્યના સર્જન માટે પારિતોષિક ઈનામ, સન્માન આપવા.

ગુજરાતી સાહિત્ય અને સંસ્કારની અભિવૃધ્ધિ તેમજ વિસ્તારને પોષવાનું પરિષદનું ધ્યેય સંસ્કૃતિના વિકાસને પણ વેગ આપી રહ્યું છે. મુંબઈથી અમદાવાદમાં પરિષદનું કાર્યાલય આવ્યા બાદ ૧૯૮૦માં તેની આધુનિક અને વિશાળ મકાનની યોજના મૂર્તિમંત થઈ. જે ગોર્વધનભવન તરીકે ઓળખાય છે. આ અધતન મકાન આશ્રમમાર્ગ સાબરમતી નદીને પશ્ચિમ કિનારે આવેલું છે. પરિષદનું માસિક મુખ પત્ર 'પરબ' ૪૦ વર્ષથી પ્રકાશન પ્રવૃતિનું મુખ્યઅંગ બનવા પામ્યું છે. ૧૯૭૮ થી ૧૯૮૯ સુધી ભાષા વિવેચનનું ત્રૈમાસિક, ભાષાવિમર્શ પણ પ્રગટ થતું હતું. સર્જનાત્મક કૃતિઓનું વાચન, પરિસંવાદ, પરીક્ષાઓ, ગોષ્ઠિઓ, કાર્યશિબિરો, અને વ્યાખ્યાનો પરિષદ પ્રવૃત્તિમાં કેન્દ્ર સ્થાને રહ્યાં છે. ગોર્વધન ભવન ૩૦૦ બેઠકો વાળું અદ્યતન સભાગૃહ, સિમિત પ્રેક્ષકો માટેના પરિસંવાદ ખંડો પણ આવેલા છે. બહારગામથી અમદાવાદમાં આવતા કલાપ્રેમીઓ તથા સંશોધકોને તેમની કામગીરીમાં સહાયરૂપ થવા અતિથિગૃહની વ્યવસ્થા પણ કરવામાં આવી છે. વિશાળ પુસ્તકાલય અને આધુનિક સાધનો પણ અહી છે.

ગુજરાતી સાહિત્ય પરિષદની એક મહત્વની પ્રવૃત્તિ વ્યાખ્યાનમાળાઓનું આયોજન છે. વિશ્વનાથ મગનલાલ ભટ્ટ જેવી અનેક વ્યાખ્યાનમાળા દ્વારા જૂદા જૂદા સ્થળોએ ગુજરાતી ભાષા સાહિત્યના પ્રસાર માટે સંસ્થા દ્વારા વ્યાખ્યાનોનું આયોજન કરવામાં આવે છે. તેજ રીતે ગુજરાતી ભાષા સાહિત્ય ભાવકો સુધી પહોંચવાના હેતુઓથી પરિષદ દ્વારા 'પરબ' સામયિકનું નિયમિત પ્રકાશન થાય છે. ૩૦૦૦ થી વધુ સભ્યો ધરાવતી ગુજરાતી સાહિત્યની આ સૌથી મોટી સાહિત્યિક સંસ્થા છે. છેલ્લાન પાંચેક વર્ષથી માતૃભાષાના સંવર્ધન માટે, માતૃભાષાના વિકાસ માટે, દરેક શાળામાં માતૃભાષા ગુજરાતીના અભ્યાસ માટે સાહિત્ય પરિષદ દ્વારા સારા પ્રયત્નો કરવામાં આવ્યા છે. રાજેન્દ્ર પટેલ તેમજ પરિષદના તમામ જવાબદાર હોદેદારો, કાર્યવાહક સમિતિના સભ્યો, ટ્રષ્ટીશ્રીઓ વગેરે સાહિત્યપરિષદના વિકાસમાં તેમજ માતૃભાષા ગુજરાતના વિકાસમાં ઉમદા રીતે કાર્ય કરી રહ્યા છે.

ગુજરાતી સાહિત્યપરિષદનું સરનામું આ મુજબ છે.

ગુજરાતી સાહિત્યપરિષદ, ગોવર્ધન ભવન, આશ્રમ માર્ગ,

નદીકિનારે, અમદાવાદ – ૩૮૦૦૦૯

ફોન નં. ૦૭૯–૨૬૫૮૭૯૪૭

**પ્ર–૧૬ અસાઈત સાહિત્ય સભા વિશે ટૂંકનોંધ લખો.**

ગુજરાતના મધ્યકાલીન સાહિત્યનો એક પ્રવાહ કંઠસ્થ પરંપરાનો રહ્યો છે. આ પ્રવાહને લોકસાહિત્ય તરીકે ઓળખવામાં આવે છે. મૌખિક પરંપરામાં વિકસેલું હોવાથી એની જાળવણી કરવી મુશ્કેલી છે સમયાંતરે મૌખિક પરંપરા સાહિત્ય લુપ્ત થતું જાય છે. તેથી સમયસર તેને સંપાદિત કરવું આવકાર્ય જ નહિ. અનિવાર્ય બની ગયું છે. ગુજરાતી ભાષાના લોકસાહિત્યને સાંચવવા માટે સંપાદિત કરવા માટે પ્રર્વત રાખવા માટે કેટલીક સંસ્થાઓ બંધારણીય રસ ધરાવે છે. ગુજરાતીના

આ લોકકલા વારસાને જાળવવામાં અંગ્રેસર રહેનાર સંસ્થા એટલે 'અસાઈત સાહિત્ય સભા'. ગુજરાતી લોકસાહિત્યનો એક વિભાગ લોકનાટય તરીકે ઓળખાય છે. બંગાળમાં તેના માટે પાટણ શબ્દ બિહારમાં નૌટંકી દક્ષિણમાં ભાંડ શબ્દ વાપરવામાં આવે છે તે કલા ગુજરાતમાં ભવાઈના નામથી ઓળખાય છે. અર્થાત ગુજરાત લોકનાટય એટલે ભવાઈ આ લોકકલાને સદ્‌વિદ્યાનું અને સાચવવાનું 'અસાઈત સાહિત્ય સભા'નું મુખ્ય ધ્યેય રહ્યું છે.

ગુજરાતના લોકનાટય ભાવઈના આદ્ય સર્જક અસાઈત સ્મૃતિમાં ઈ.સ. ૧૯૭૩માં ઉત્તર ગુજરાતમાં ઉઝા નગરમાં સ્થપાયેલી આ સંસ્થા છે. ઉઝા, વિજયનગર મહેસાણા, મોડાસા, કલોલ અને અમદાવાદમાં આ સંસ્થા શાખા રૂપે કાર્યરત છે. ઉઝા, વિષયનગર અને મહેસાણામાં આ સંસ્થા દ્વારા 'ચિલ્ડ્રન થિયેટર (લાળરંગભૂમિ) ના વર્ગો નિયમિત ચાલે છે. અર્થાત્ અભિનયનું શિક્ષણ કે તાલિમ આ સંસ્થા દ્વારા આપવામાં આવે છે તે ઉપરાંત મૌલિક ગુજરાત નાટકોના પ્રકાશનમાં લોક સાહિત્ય ક્ષેત્રે સંશોધન સંપાદન અને પ્રકાશનની પ્રવૃત્તિ આ સંસ્થા દ્વારા થાય છે. બાળ સાહિત્યના ક્ષેત્રે નાટકો, વાર્તાઓ અને કાવ્યોના પુસ્તકોનું પ્રકાશન નાટય તાલિમ શિબિર, બાળ નાટક તાલિમ શિબિર, નાટયલેખન શિબર, શાસ્ત્રીય સંગીતમાં કાર્યક્રમો પણ આ સંસ્થા દ્વારા કરવામાં આવે છે. ગાયન, વાદન અને વર્તનનું શિક્ષણ આપણી સ્વ. વસંતરાય બ્રહ્મભટ્ટ સંગીત વિદ્યાલય જેવી સંસ્થાનું સંચાલન એકાંકી અને બહુઅંકી નાટય મહોત્સવની આયોજન વગેરે અનેકવિધ સાંસ્કૃતિક પ્રવૃતિઓનું આયોજન અસાઈત સાહિત્ય સભા દ્વારા થાય છે. અસાઈત સાહિત્ય સભા લોકકલા, લોકનાટય, અભિનય નાટક, બાળ સાહિત્ય અને અભિનય શિક્ષણ જેવી મુખ્ય પ્રવૃતિઓ કરતી ગુજરાતની વિશિષ્ટ સંસ્થા છે.

અસાઈત સાહિત્યસભાનું સંચાલન વિનાયક રાવલ ઘણાં વર્ષોથી કરી રહ્યા છે. ગુજરાતમાં સંગીત, નાટક, નૃત્ય, ચિત્ર, શિલ્પ વગેરે કળાનો વિકાસ થાય અને સાથે સાથે ભવાઈકલાનો પણ વિકાસ થાય એ માટે અસાઈત સભા અને તેના સંચાલકો સારી રીતે કામ કરે છે. જુલાઈ–૨૨–૨૦૧૨ના રોજ આ સભા દ્વારા નવું જ સામયિક 'વેશ' પ્રગટ કરી ગુજરાતની લોકકલાઓને જીવતી રાખવાના પ્રયત્નો કરી રહ્યા છે.

અસાઈત સાહિત્યસભા ગુજરાતની લોકકલાની એક માત્ર સાહિત્ય સંસ્થા ગણી શકાય છે. આ સભા દ્વારા અસાઈત સાહિત્યસભા ગુજરાત કક્ષાએ નૃત્ય, નાટય, સંગીત અને સાહિત્યની વિવિધ પ્રવૃત્તિઓ દ્વારા સતત સક્રિય સંસ્થા છે. અખિલ ગુજરાત જોડણી પરિષદ, અખિલ ગુજરાત નાટય પરિષદ અને અખિલ ગુજરાત વાચન પરિષદ જેવા મોટા પ્રોજકર આ સંસ્થાએ સફળતાપૂર્વક પાર પાડયા છે. ચાલુ વર્ષે આ સંસ્થા ચાલીસ વર્ષ પૂરા કરી રહી છે. ચાલીસ વર્ષના સમયગાળામાં આ સંસ્થાએ અનેકવિધ કાર્યક્રમો કર્યા છે. જેમાં ચાલીસ જેટલા ચુનંદા કલાકારોને એકત્રિત કરીને ભવાઈમેળાનું આયોજન કર્યુ. આજ સુધીમાં સંસ્થાએ પચાસ જેટલાં મૌલિક ગુજરાતી નાટકોનું પ્રકાશન કર્યુ છે. એ ઉપરાંત લોકસાહિત્ય, બાળસાહિત્ય અને ચિંતન–પ્રેરક સાહિત્યના પણ નોંધપાત્ર પુસ્તકો પ્રગટ કર્યા છે. રંગભૂમિના ભૂંસાતા જતા ઈતિહાસને કંડારી લેવા સંસ્થાએ મોનોગ્રાફ પ્રકાશન શ્રેણીમાં જયશંકર 'સુંદરી', પ્રાણસુખ નાયક, મા. વસંત નાટક, મા. છગન રોમિયો, અમૃત જાની,મા. સોમનાથ કલ્યાણી, મા. કાસમ મીર, અમૃત કેશવ નાયક, પ્રાણસુખ એડીપોલોનાં પુસ્તકો પ્રગટ કર્યા છે. જૂની રંગભૂમિનું દસ્તાવેજી કરણ કરવા સારુ આ સંસ્થાએ 'ફ્લેશબેક', ગુજરાતી રંગભૂમિ ગઈકાલ અને આજ', 'આપણી રંગભૂમિ', ભવાઈમાં એલિયેનેશન' જેવાં પુસ્તકો પ્રગટ કર્યા છે.

પ્રતિવર્ષ આ સંસ્થા દ્વારા 'સ્વરાંજલિ' નામનો શાસ્ત્રીય સંગીતનો કાર્યક્રમ આઠમી માર્ચે યોજવામાં આવે છે. એ જ રીતે દર ૨૭ મી ફેબ્રુઆરીએ પણ 'સંગીત દ્વારા કવિતાનો આસ્વાદ' જેવા કાર્યક્રમ યોજવામાં આવે છે. પ્રતિવર્ષ આ સંસ્થા જુદી જુદી જગ્યાએ નાટયશિબિરોનું આયોજન પણ કરે છે એ જ રીતે પરિસંવાદ, વર્કશોપ, વકતૃત્વ તાલીમ શિબિર, વ્યકિતત્વ વિકાસ શિબિરોનું આયોજન પણ આ સંસ્થા કરે છે. ૪૫ જેટલી યુવતીઓનો જ એક નાટયતાલીમ શિબિર ઊંઝામાં તા. ૨૫–૧૨–૯૮ થી ૩૧–૧૨–૯૮ સુધી યોજેલો. 'પ્રત્યાયનનો પ્રયત્ન' નામના કાર્યક્રમની શૃંખલા ૧૦૮ વાર આ સંસ્થાઓ યોજેલી છે. ચિલ્ડ્રન થિયેટરનું સંચાલન તેમજ ઊંઝામાં વસંતરાય બ્રહ્મભટ્ટ સંગીત વિદ્યાલયનું સંચાલન કરીને ગાયન, વાદન, નર્તનની તાલીમ આપવાનું કામ આ સંસ્થા કરે છે. ઊંઝા, મહેસાણા, વિસનગર, કલોલ, મોડાસા, પાલનપુર, અમદાવાદ, સુરત, વડોદરા, ભરૂચ, પાટણ, વિદ્યાનગર જેવાં બાર નગરોમાં આ સંસ્થાના એકમો સ્થપાયેલાં છે. સંસ્થાએ સાતત્યપૂર્વક નૃત્ય, નાટક, સંગીત અને સાહિત્યની વિવિધ પ્રવૃત્તિઓ સક્રિય રીતે કરી છે.

આ સંસ્થાના મુખ્ય કર્તા અને સરનામું આ મુજબ છે.

વિનાયક રાવલ, અસાઈત સાહિત્યસભા, બી/૩, મહાવીર એપાર્ટમેન્ટસ, પ્રજાપતિની વાડી સામે, ટી.બી. રોડ,
મહેસાણા – ૩૮૪ ૦૦૨, ફોન : (૦૨૭૬૨) ૨૪૭૩૬૯

**પ્ર–૧૭ છંદનું સ્વરૂપ વિગતે સમજાવો.**

છંદનું પ્રયોજન : બાળકોના અનાયાસ આલાપમાં, અશિક્ષિત ગ્રામનારીઓનાં મૃત્યુ–પ્રસંગનાં વિલાપગીતો–રાજિયા –માં અને હાલરડાંમાં તેમજ આદિવાસીઓની દેવી–ઉપાસનાના ઉદ્ગારોમાં લયની મધુરતા હોય છે. બાણ, ગોવર્ધનરામ, ન્હાનાલાલ આદિ અનેક સાહિત્યકારોની ગદ્યકૃતિઓ પણ લયમાધુર્યને લઈને વિશેષ આકર્ષક અને રસાત્મક નીવડેલી છે. પરંતુ લયની સંવાદિતા પદ્યમાં સૌથી વધુ સૌંદર્યમંડિત અને સંતર્પક રૂપમાં પ્રગટ થાય છે, કેમ કે એમાં છંદના વિનિયોગથી વધુ વ્યવસ્થિત અને નિયમિત રીતે થતાં હ્રસ્વદીર્ઘ સ્વરો અને સ્વરયુકત વ્યંજનોનાં આવર્તનો દ્વારા અમુક નિશ્ચિત રૂપમાં લયસૌંદર્ય સધાય છે. વસ્તુતઃ છંદ લઘુ–ગુરુ વર્ણો કે માત્રઓનાં નિશ્ચિત અને નિયમિત આવર્તનોનો એક વિશિષ્ટ સમૂહ છે, જે કવિસંવેદનને લયની સંવાદિતાથી વધુ સરસ અને સુંદર શબ્દરૂપે પ્રગટ થવામાં સહાયરૂપ બને છે. લઘુ–ગુરુ અથવા માત્રાનાં આવર્તનો વિવિધ પ્રકારે અમુક ચોક્કસ રૂપમાં પ્રયોજાય ત્યારે વિવિધ ભાવોને અનુરૂપ એવું છંદોનુ વૈવિધ્ય પણ કાવ્યમાં ઉપકારક બની રહે છે.

છંદના પ્રકાર : ચાર પ્રકારનાં છંદ પ્રયોજાયેલા જોવા મળે છે :

(૧) રૂપમેળ (૨) માંત્રામેળ (૩) સંખ્યામેળ અને (૪) લયમેળ.

(૧) રૂપમેળ છંદોમાં લઘુગુરુની વ્યવસ્થા અને અક્ષરસંખ્યા નિશ્ચિત હોય છે. કેટલાક અક્ષરમેળ અથવા રૂપમેળ છંદોમાં વિરામસ્થાન અર્થાત્ યતિ સુનિશ્ચિત હોય છે. આવા સયતિક છંદો સખંડ અને યતિ વિનાના છંદો અખંડ તરીકે ઓળખાય છે. શિખરિણી, શાર્દુલવિક્રીડિત, હિરણી, મંદાક્રાન્તા, સ્રગ્ધરા વગેરે છંદો સખંડ છે, જયારે ઉપજાતિ, દ્રુતવિલંબિત, પૃથ્વી, તોટક, ભુંજગી અખંડ છે.

(૨) માત્રામેળ છંદો અક્ષરસંખ્યા પર નહિ પણ માત્રની નિશ્ચિત વ્યવસ્થા અને સંખ્યા પર આધારિત હોય છે. હ્રસ્વ અક્ષરની એક અને દીર્ઘ અક્ષરની બે માત્રા ગણાય છે. એમાં યતિ આવશ્યક મનાતો નથી, પણ નિશ્ચિત રૂપની તાલ અને પ્રાસની વ્યવસ્થા અનિવાર્ય ગણાય છે. ચોપાઈ, દોહરો, સોરઠો, હરિગીત, સવૈયા, ઝૂલણા વગેરે આ પ્રકારના માત્રામેળ છંદોમાં સુગેયતા અને શ્રાવ્યતા સહેલાઈથી સાધી શકાય છે.

(૩) અક્ષરમેળ અને સંખ્યામેળ છંદોમાં અક્ષરસંખ્યા નિશ્ચિત હોય છે ; પરંતુ પ્રત્યેક અક્ષરની હ્રસ્વ–દીર્ઘ સ્થિતિ પર આધીરત લઘુ–ગુરુની નિશ્ચિત વ્યવસ્થા નથી હોતી, જયારે રૂપમેળ પ્રકારના મંદાક્રાન્તા, શિખરિણી, પૃથ્વી વગેરે છંદોમાં અક્ષરોની ગણવ્યવસ્થા સુનિશ્ચિત હોય છે. વૈદિક ગાયત્રી અને અનુષ્ટુપ અક્ષરમેળ છંદો છે. અક્ષરમેળની જેમ જ સંખ્યામેળ છંદોમાં પણ અક્ષરસંખ્યા નિયત રૂપમાં જ હોય છે; પરંતુ સંખ્યામેળ છંદોમાં નિશ્ચિત નિયમાનુસાર અમુક સંધિઓનું આવર્તન થાય છે. ઉ.ત. મનહર, ધનાક્ષરી, અભંગ, અનુષ્ટુપની અક્ષરમેળ અને સંખ્યામેળ બન્ને પ્રકારમાં ગણના થાય છે.

(૪) લયમેળ છંદોમાં અક્ષર અથવા માત્રની સંખ્યા અનિશ્ચિત હોય, છે ; પરંતુ લયનો મેળ કે સંવાદ સચવાયેલો હોય છે. સંગીતના સ્વરો, આરોહ–અવરોહ, તાલ અને પ્રાસથી લયમેળ સાધતા આ પ્રકારના છંદો મધ્યકાલીન આખ્યાનો, ગરબા–ગરબી આદિ ગેય કાવ્યોમાં અને અલ્પ અંશે અર્વાચીન કવિતામાં પણ પ્રયોજાયા છે. આવા છંદો દેશી તરીકે પણ ઓળખાય છે.

**છંદની પરિભાષા અને સંજ્ઞાઓ :** કાવ્યગત છંદોનાં બંધારણને સમજવા માટે છંદશાસ્ત્રની કેટલીક પારિભાષિક સંજ્ઞાઓનો પરિચય હોવો જરૂરી છે : (૧) લઘુ–ગુરુ અક્ષરો (૨) માત્રા (૩) ગણરચના (૪) યતિ (૫) પંકિત અને શ્લોક (૬) સંધિ

**(૧) લઘુ–ગુરુ** અક્ષરોનું સ્વરૂપ પ્રત્યેક અક્ષરમાં રહેલા હ્રસ્વ કે દીર્ઘ સ્વરને આધારે નક્કી થાય છે. જે અક્ષરમાં અ, ઈ, ઉ અને ૠ પૈકીનો કોઈ હ્રસ્વ સ્વ સમાયેલો હોય તે અક્ષર છંદશાસ્ત્રની પરિભાષામાં લઘુ અને જે અક્ષરમાં આ, ઈ, ઊ, એ, ઐ, ઓ અને ઔ પૈકીનો કોઈ દીર્ઘ સ્વર રહેલો હોય તે અક્ષર ગુરુ તરીકે ઓળખાય છે. લઘુ અક્ષર માટે લ અથવા અને ગુરુ અક્ષર ગુરુ તરીકે ઓળખાય છે. લઘુ અક્ષર માટે લ અથવા અને ગુરુ અક્ષર માટે ગા અથવા – સંજ્ઞા યોજાય છે. દા.ત. 'કવિતા' શબ્દમાં લલગા (˘ ˘–) અક્ષરો છે. લઘુ–ગુરુની ઓળખ માટે બીજો એક લક્ષમાં રાખવા જેવો નિયમ એ છે કે સંયુકત અક્ષર કે અનુસ્વારયુકત અક્ષરમાં થડકાર અનુભવાય ત્યારે તેની આગળનો લઘુ અક્ષર પણ ગુરુ ગણાય છે. દા.ત.

ઘણા પ્રશ્નોના એ પરમ ગતિમાં ઉત્તર મળ્યા !

આ પંકિતમાં ચોથો તથા ચૌદમો અક્ષર જોડાક્ષર હોવાથી ઉચ્ચારના થડકારને કારણે તેની પહેલાંના લઘુ અક્ષરો 'પ્ર' અને 'ઉ' ગુરુ ગણવા પડે છે. પંકિતનો છેલ્લો અક્ષર લઘુ હોય તો દીર્ઘ ઉચ્ચારણને કારણે આવશ્યકતા અનુસાર ગુરુ ગણાય છે. આ નિયમો ઉપરાંત પણ કવિ જરૂરિયાત પ્રમાણે લઘુ સ્વરને ગુરુ અને ગુરુને લઘુ ગણી અમુક છુટ લઈ શકે છે.

**(૨) માત્રા :** હ્રસ્વ સ્વરવાળા અક્ષરના ઉચ્ચારણમાં જેટલો સમય જાય તેથી લગભગ બમણો સમય દીર્ઘ સ્વરના ઉચ્ચારણમાં જાય છે. તેથી હ્રસ્વ સ્વરવાળા અક્ષરની એક માત્રા અને દીર્ઘ સ્વરવાળા અક્ષરની બે માત્રા ગણાય છે. માત્રા એટલે અક્ષરના ઉચ્ચારણની દષ્ટિએ સમયનું સૌથી નાનું એકમ. પ્લુત સ્વર (પ્રલંબ ઉચ્ચારવાળા સ્વર) ની ત્રણ અને એકલા સ્વરહીન વ્યંજનની અર્ધી માત્રા છે.

**ગણરચના :** ત્રણ અક્ષરનો સમૂહ છંદશાસ્ત્રની પરિભાષામાં ગણ તરીકે ઓળખાય છે. લઘુગુરુ અક્ષરોની વ્યવસ્થા માટે આઠ ગણ નિશ્ચિત કરવામાં આવેલા છે :

| ક્રમ | ગણ | ચિહ્ન | બંધારણ | ઉદાહરણ |
|---|---|---|---|---|
| ૧. | ય | ˘ – – | લગાગા | યશોદા |
| ૨. | મ | – – – | ગાગાગા | માતાજી |
| ૩. | ત | – – ˘ | ગાગાલ | તોફાન |
| ૪. | ર | – ˘ – | ગાલગા | રાધિકા |
| ૫. | જ | ˘ – ˘ | લગાલ | જબાન |
| ૬. | ભ | – ˘ ˘ | ગાલલ | ભારત |
| ૭. | ન | ˘ ˘ ˘ | લલલ | નગર |
| ૮. | સ | ˘ ˘ – | લલગા | સરિતા |

**(૩) યતિ :** પંકતના પઠન કે ઉચ્ચારણ વખતે છંદોલયની આવશ્યકતા પ્રમાણે જયાં વિરામ આવે તે સ્થાન યતિ તરીકે ઓળખાય છે. પંકતની વચ્ચે એક અથવા વધુ સ્થળે અને પંકિતને અંતે છંદના બંધારણ મુજબ યતિ આવે છે. કવિ કાવ્યના ભાવાર્થને અને વાણીના લયને પોષક બને તે રીતે કેટલીકવાર નિયત વિરામસ્થાને યતિ ન મૂકે ત્યારે તે યતિભંગ ગણાય છે. એ જ રીતે એક ગુરુને બદલે બે લઘુ અક્ષરો યોજે ત્યારે શ્રુતિભંગ થાય છે.

**(૪) પંકિત અને શ્લોક :** છંદના બંધારણમાં પંકિતનું એકમ પાદ અથવા ચરણ કહેવાય છે. પદ્યની એક પંકિત એક સંપૂર્ણ વાકય હોય જ એવો નિયમ નથી. એક પંકિતમાં એક, એકથી વધુ અથવા અપૂર્ણ વાકય પણ હોઈ શકે. પંકિતનું બંધારણ તેમાંના વાકયની પૂર્ણતા–અપૂર્ણતા કે સંખ્યા પર નહિ પરંતુ અક્ષર કે માત્રાની સંખ્યા અથવા લયમેળ પર આધારિત હોય છે. પદ્યની બે અથવા ચાર પંકિતનું એકમ કડી અથવા શ્લોક તરીકે ઓળખાય છે. આ નિયમને ન અનુસરતાં કેટલીકવાર કવિઓ અમુક હેતુસર શ્લોકભંગ કરીને પણ અભિવ્યકિતની સચોટતા સાધે છે.

**(૫) સંધિ :** માત્રમેળ છંદોમાં લઘુ–ગુરુની ગણવ્યવસ્થા નથી હોતી. પરંતુ માત્રામેળ છંદની પંકિત પઠનના લય પ્રમાણે અમુક ખંડોમાં વહેંચાઈ જાય ત્યારે તે દરેક ખંડનું માત્રાજૂથ સંધિ તરીકે ઓળખાય છે. રૂપમેળ કે અક્ષરમેળ છંદોમાં ખંડ યતિ અનુસાર પડે છે. અને એકના એક ગણના પુનઃ આવર્તન થાય તો પણ તે પ્રમાણે ખંડો પડતા નથી. તેથી આ પ્રકારના છંદો અનાવૃત્ત સંધિવાળા છંદો ગણાય છે. માત્રામેળ છંદોમાં માત્રાજૂથ–સંધિ–ના આવર્તન પ્રમાણે ખંડ પડતા હોવાથી તે આવૃત્ત છંદો તરીકે ઓળખાય છે. માત્રાજૂથ અર્થાત્ સંધિ ચાર પ્રકારનાં હોય છે : (૧) ત્રિકલ : ત્રિમાત્રિક સંધિ : દાલ (૨) ચતુષ્કલ : ચતુંર્માત્રિક સંધિ : દાદા (૩) પંચકલ : પંચમાત્રિક સંધિ : દાલદા અને (૪) સપ્તમાત્રિક સંધિ : સપ્તકલ : દાદાલદા.

**પ્ર–૧૮ અક્ષરમેળ છંદ એટલે શું ? સમજાવો.**

અક્ષરમેળ અને સંખ્યામેળ છંદોમાં અક્ષરસંખ્યા નિશ્ચિત હોય છે ; પરંતુ પ્રત્યેક અક્ષરની હ્રસ્વ–દીર્ઘ સ્થિતિ પર આધીરત લઘુ–ગુરુની નિશ્ચિત વ્યવસ્થા નથી હોતી, જયારે રૂપમેળ પ્રકારના મંદાક્રાન્તા, શિખરિણી, પૃથ્વી વગેરે છંદોમાં અક્ષરોની ગણવ્યવસ્થા સુનિશ્ચિત હોય છે. વૈદિક ગાયત્રી અને અનુષ્ટુપ અક્ષરમેળ છંદો છે. અક્ષરમેળની જેમ જ સંખ્યામેળ છંદોમાં પણ અક્ષરસંખ્યા નિયત રૂપમાં જ હોય છે; પરંતુ સંખ્યામેળ છંદોમાં નિશ્ચિત નિયમાનુસાર અમુક સંધિઓનું આવર્તન થાય છે. ઉ.ત. મનહર, ધનાક્ષરી, અભંગ, અનુષ્ટુપની અક્ષરમેળ અને સંખ્યામેળ બન્ને પ્રકારમાં ગણના થાય છે.

**પ્ર–૧૯ વસંતતિલકા છંદ એટલે શું ? સમજાવો.**

અત્યંત લલિત, સુંદર અને સુગેય એવા આ છંદને ન્હાનાલાલ, કાન્ત, કલાપી, સુન્દરમ્, નિરંજન ભગત વગેરે કવિઓએ ખૂબીપૂર્વક યોજીને અનેકવિધ ભાવછટાઓ પ્રગટાવી છે.

વર્ણસંખ્યા : ૧૪

બંધારત : ત, ભ, જ, જ, ગાગા

સ્વરૂપ : ગાગા લગા લલલગા / લલગા લગાગા

ત ભ જ જ ગા ગા

_ _ ˘ _ ˘ ˘ ˘ _ ˘ ˘ _ ˘ _ _

રે કાક ! જા ઉકરડે મળ ચૂંથવાને,<br>
તું શોભશે અધિક ત્યાં નિજ વાને—ગાને;

**પ્ર—૨૦ મંદાક્રાન્તા છંદ એટલે શું ? સમજાવો.**

મંદ અલસ ગતિવાળા છંદ તરીકે મંદાક્રાન્તા વિશિષ્ટ છે. આ છંદને અનેક કવિઓએ પ્રયોજયો છે. દીર્ઘ લયવાળા આ છંદમાં વિશેષરૂપે કરુણ ભાવનું વહન થાય છે. કલાપી, કાન્ત અને ઠાકોરમાં એનું સૌંદર્ય સોળે કળાએ ખીલી ઊઠયું છે.

<table>
<tr><td>મંદાક્રાન્તા છંદ</td><td>બંધારણ : અક્ષર : 17<br>યતિ : 4, 6 અને પછી 7 અક્ષરે<br>ગણ : મ ભ ન ત ત ગા ગા<br>સંધિવિન્યાસ : ગા ગા ગા ગા લ લ લ લ લ ગા ગા લ ગા ગા લ ગા ગા<br>બેસી ખાટે પિયર ઘરમાં જિંદગી જોઈ સારી<br>બેસીખા ટેપિય રઘર માંજિંદ ગીજોઈ સારી<br>મ ભ ન ત ત ગાગા<br>ઉદાહરણો : 1. રેં પંખીડાં ! સુખથી ચણજો, ગીત વા કાંઈ ગાજો.<br>2. ધીમે ઊઠી શિથિલ કરને નેત્રની પાસ રાખી<br>3. શોકાવેશ હૃદય ભરતી કંપની ભીતિઓથી</td></tr>
</table>

**પ્ર—૨૧ પૃથ્વી છંદ એટલે શું ? સમજાવો.**

કાવ્યને અનુરૂપ એવા તમામ ભાવને વ્યકત કરવા સમર્થ એવા આ છંદને બળવંતરાય ઠાકોરે પ્રેમપૂર્વક લાડ લડાવીને એને પ્રવાહી બનાવી એની અનેકવિધ શકયતાઓના દ્વાર ખોલી આપ્યાં. તદ્ઉપરાંત ચંદ્રવદન મહેતા, સુન્દરમ્, રા.વિ. પાઠક વગેરેએ પણ આમાં સારી સિદ્ધિ દાખવી છે.

<table>
<tr><td>(3) પૃથ્વી છંદ</td><td>બંધારણ : અક્ષર : 17<br>ગણ : જ સ જ સ ય લ ગા<br>સંધિવિન્યાસ : લ ગા લ લ લ ગા લ ગા લ લ લ ગા લ ગા ગા લ ગા<br>નહીં સ્વજન તે બધાં, સ્વજન એ કલી તું હતી,<br>નહીંસ્વ જનતે બધાં,સ્વ જનએ કલીતું હતી,<br>જ સ જ સ ય લગા<br>સ હ સ્ત્રા શ ત શ લ્ય માં|હૃ દ ય|ની પથારી થતી<br>ઉદાહરણો : 1. ભમો ભરતખંડમાં સકળ ભોમ ખૂંદી વળી.<br>2. સમુદ્રવસનાતણા અતલસિંધુને સેવતા.<br>3. અરે ! હૃદય જો ગયું રસ ગયો પછી તો બધો.</td></tr>
</table>

**પ્ર—૨૨ શિખરિણી છંદ એટલે શું ? સમજાવો.**

પ્રથમ ખંડમાં એક લઘુ પછી પાંચ ગુરુ આવતાં શ્વાસનું આરોહણ પર્વતશૃંગના આરોહણ જેવું બને છે, પછી પાંચ લઘુ આવતાં અવરોહ અને છેલ્લે પાંચ અક્ષરોમાં સામાન્ય ચઢાણ – ઉતરાણને લીધે શિખરિણી નામ આપવામાં આવ્યું છે. વિવિધ ભાવોની ક્ષમતા ધરાવતા આ છંદમાં નર્મદ, કાન્ત, બ. ક. ઠાકોર, ન્હાનાલાલ, ઉમાશંકર જોશી, સુન્દરમ્, બાલમુકુન્દ દવે વગેરેએ કેટલીક સત્ત્વવંતી કૃતિઓ આપી છે.

| | |
|---|---|
| (1) શિખરિણી છંદ | બંધારણ : અક્ષર : 17<br>યતિ : 6 અને પછી 11 અક્ષરે<br>ગણ : ય મ ન સ ભ લ ગા<br>સંધિવિન્યાસ : લ ગા ગા ગા ગા ગા, લ લ લ લ લ ગા ગા લ લ લ ગા<br>રહી જેને ભાગ્યે અનુપમ સુધા આ અધરની,<br>રહીજે નેભાગ્યે અનુપ મસુધા આઅધ રની,<br>ય મ ન સ ભ લગા<br>ઉદાહરણો : 1. બપોરી વેળાનું હરિતવણું ખેતર ચડયું,<br>વિચારે એવું કે લસલસ થતો મોલ સઘળો.<br>2. અસત્યો માંહીથી પ્રભુ ! પરમ સત્યે તું લઈ જા.<br>3. ઠરી મારી આંખો કબીરવડ તુંને નીરખીને;<br>ખરી પાપી બુદ્ધિ, ખરી જ રૂડી જાત્રા થઈ મને. |

**પ્ર–૨૩ શાર્દૂલવિક્રીડિત છંદ એટલે શું ? સમજાવો.**

| | |
|---|---|
| (4) શાર્દૂલ – વિક્રીડિત છંદ | બંધારણ : અક્ષર : 19<br>યતિ : મ સ જ સ ત ત ગા<br>ગણ : 12 અને 19 અક્ષરે<br>સંધિવિન્યાસ : ગાગા ગાલલ ગાલગા લલલગા ગાગાલગા ગાલગા<br>અંધાર્યો ઘન રાધિકે ગગનમાં છાયાં તમાલો વને<br>અંધાર્યો ઘનરા ધિકેગ ગનમાં છાયાંત માલોવ ને<br>મ સ જ સ ત ત ગા<br>ઉદાહરણો : 1. ઊગે છે સુરખી ભરી રવિ મૃદુ હેમંતનો પૂર્વમાં.<br>2. ગાજે સાગર રાજ આ જ ગરવા તોફાનના તોરમાં.<br>3. ના મારે તુજ ભેટ બક્ષિસ ન વા તારી કૃપા જોઈએ,<br>છું એવો નહિ રંક કે અવરની મારે દયા જોઈએ. |

**પ્ર–૨૪ અનુષ્ટુપ છંદ એટલે શું ? સમજાવો.**

| | |
|---|---|
| (7) અનુષ્ટુપ છંદ | બંધારણ : (શ્લોકમાં)<br>શ્લોકમાં ચરણો ચોર / પ્રત્યેક આઠ અક્ષરો,<br>લઘુ પંચમ સર્વત્ર / ગુરુ સર્વત્ર ષષ્ઠ છે.<br>વળી પ્હેલે અને ત્રીજે / ચરણે ગુરુ સાતમો,<br>લઘુ બીજે તથા ચોથે / ચરણે છે અનુષ્ટુપે.<br>8, 8 અક્ષરનાં ચાર ચરણ; પહેલા અને ત્રીજા ચરણમાં પાંચમો<br>લઘુ, છટ્ઠો ગુરુ અને સાતમો ગુરુ.<br>ચરણમાં પાંચમો લઘુ, છટ્ઠો ગુરુ અને સાતમો લઘુ.<br>ટૂંકમાં, પહેલું–ત્રીજું ચરણ → 5 - 6 - 7 = યગણ = ∪ – – (યમાતા)<br>બીજું – ચોથું ચરણ → 5 - 6 - 7 = જ ગણ = ∪ – ∪ (જભાન)<br>ઉદાહરણો : 1. ચોપાસે વલ્લિઓથી પરિમલ પ્રસરે, નેત્રને તૃપ્તિ થાય.<br>2. આનંદોલ્લાસ રેલે નવરસલહરે સ્ત્રગ્ધરા શ્રી–સુહાગી<br>3. રે આ સાફલ્ય ટાણું યુગયુગ પલટે તોય પાછું ન આવે. |

**પ્ર–૨૫ સ્ત્રગ્ધરા છંદ એટલે શું ? સમજાવો.**

આ છંદમાં વીર, કરુણ તથા અદ્‌ભુત જેવા રસનું વહન કરવાની અપૂર્વ ક્ષમતા છે. પ્રકૃતિનાં વર્ણનો હૂબહૂ એમાં ઝીલાય છે. કાન્તે 'વસંતવિજય'માં આ છંદને વસંતપ્રસરની માદક પરાકોટિ વર્ણવવા માટે બેનમુન સિદ્ધિથી પ્રયોજયો છે. ઉમાશંકર જોશી, સુન્દરમ્, રામપ્રસાદ શુકલ, હરિ હર્ષદ ધ્રુવ વગેરે કવિઓએ પણ આ છંદમાં અવનવા લયહિલ્લોળ પ્રગટાવ્યા છે.

| | |
|---|---|
| સ્ત્રગ્ધરા છંદ | બંધારણ : અક્ષર : 21<br>ગણ : મ ર ભ ન ય ય ય<br>યતિ : 7, 14 અને પછી 21 અક્ષરે<br>સંધિવિન્યાસ : ગા ગા ગા ગા લ ગા ગા લ લ લ લ લ લ ગા, ગા લ ગા ગા લ ગા ગા<br>ધીમે ધીમે છટાથી, કુસુમ રજ લઈ, ડોલતો વાયુ વાય<br>ધીમેધી મેછટા થી,કુસુ મરજ લઈ,ડો લતોવા યુવાય<br>મ ર ભ ન ય ય ય<br>ઉદાહરણો : 1. ચોપાસે વલ્લિઓથી પરિમલ પ્રસરે, નેત્રને તૃપ્તિ થાય.<br>2. આનંદોલ્લાસ રેલે નવરસલહરે સ્ત્રગ્ધરા શ્રી–સુહાગી<br>3. રે આ સાફલ્ય ટાણું યુગયુગ પલટે તોય પાછું ન આવે. |

**પ્ર–૨૬ ઈન્દ્ર વજ્જ છંદનો પરિચય આપો.**

ઈન્દ્રવજ્જ છંદના દરેક ચરણમાં ૧૧ વર્ણ એટલે કે અક્ષર હોય છે. બંધારણ : ત ત જ ગા ગા છે.

સ્વરૂપ : ગાગાલ ગાગાલ લગાલ ગાગા

ઉદા. (૧) ઈલા ! કહી હોય સદા રજા જો મૂકું ન આ ખેતરની મજા તો.

(૨) સંસારના સાગરને કિનારે ઊભા રહી અંજલિ એક લીધી.

**પ્ર–૨૭ ઉપેન્દ્રવજ્જા છંદનો પરિચય આપો.**

આ છંદના પ્રત્યેક ચરણમાં ૧૧ અક્ષર હોય છે.

બંધારણ : જ ત જ ગા ગા

સ્વરૂપ : લગાલ ગાગાલ લગાલ ગાગા

ઉ.દા. (૧) નિર્દોષ ને નિર્મળ આંખ તારી હતી હજી યૌવનથી અજાણ

(૨) હસી હજી તો હમણાં ગયા'તા નવીન તે હોય શું એટલામાં

**પ્ર–૨૮ ઉપજાતિ છંદનો પરિચય આપો.**

ઉપજાતિ છંદમાં ઈન્દ્રવજ્જ અને ઉપેન્દ્રવજ્જઆ બન્ને છંદોનું મિશ્રણ થતું હોય છે. એટલે કે એક પંકિત ઈન્દ્રવજ્જાની અને બીજી પંકિત ઉપેન્દ્રવજ્જ છંદની હોય છે.

દા.ત. (૧) ભરો ભરો માનવના ઉરોને (ઉપેન્દ્રવજ્જા) ઉત્સાહને ચેતનપુર રેલી (ઈન્દ્રવજ્જા)

(૨) જતો હતો ફાટલ પહેરી જોડા (ઉપેન્દ્રવજ્જા) માથે વીંટી ફીંડલું લાલ મોટું (ઈન્દ્રવજ્જા)

**પ્ર–૨૯ તોટક છંદનો પરિચય આપો.**

તોટક છંદમાં ૧૨ અક્ષરો હોય છે.

ગણ : સ સ સ સ

સ્વરૂપ : લલગા લલગા લલગા લલગા

ઉ.દા. (૧) ફૂલ વીણ સખે ફૂલ વીણ સખે હજુ તો ફૂટતું જ પ્રભાત સખે

(૨) અધરે બસ એક જ ગાન હતું હૃદયે નવ જીવન ભગ્ન હતું

**પ્ર–૨૯ માલિની છંદનો પરિચય આપો.**

માલિની છંદમાં વર્ણસંખ્યા ૧૫ હોય છે.

ગણ : ન, ન, મ, ય, ૫

સ્વરૂપ : લલલ લલલ ગાગાગા લગાગા લગાગા

ઉ.દા. મધુર સમય તેવે ખેતરે શેલડીના રમત કૃષિવલોનાં બાલ નાનાં કરે છે.
કમલવન ગણીને બાલના ગાલ રાતા રવિ નિજ કર તેની ઉપર ફેરવે છે.

**પ્ર–૩૦ શાલિની છંદનો પરિચય આપો.**

શાલિની છંદમાં ૧૧ અક્ષર હોય છે.

ગણ : મ ત ત ગા ગા

સ્વરૂપ : ગાગાગા ગાગાલ ગાગાલ ગાગા

ઉ.દા. (૧) આવ્યો આવ્યો એ જ આષાઢ પાછો ગોરંભામાં વીજસંચાર આછો;
(૨) જે કૈં માણી જિન્દગીની ઉજાણી જે કૈં માણ્યા મિત્રજૂથો – શું સ્નેહ;

**પ્ર–૩૧ ભૂજંગી છંદનો પરિચય આપો.**

ભૂજંગી છંદમાં ૧૨ અક્ષર હોય છે.

ગણ : ય ય ય ય

સ્વરૂપ : લગાગા લગાગા લગાગા લગાગા

ઉ.દા. (૧) ભલો દૂરથી દેખતાં દીલ ભાવ્યો ચડી જેમ આકાશમાં મેઘ આવ્યો
(૨) પહેલાં ન ચડતો મને શ્વાસ આવો, પહેલાં નહીં લાગતો થાક આવો.

**પ્ર–૩૨ દ્રુતવિલંબિત છંદનો પરિચય આપો.**

દ્રુતવિલંબિત છંદમાં વર્ણસંખ્યા ૧૨ હોય છે.

ગણ : ન, ભ, ભ, ર

સ્વરૂપ : લલલ ગાલલ ગાલલ ગાલગા

પ્રણયની પણ તૃપ્તિ થતી નથી, પ્રણયની અભિલાષ જતી નથી;
સમયનું લવ ભાન રહે નહીં, અવધિ અંકુશ સ્નેહ સહે નહીં.

**પ્ર–૩૩ માત્રામેળ છંદો એટલે શું ? સમજાવો.**

માત્રામેળ છંદો અક્ષરસંખ્યા પર નહિ પણ માત્રની નિશ્ચિત વ્યવસ્થા અને સંખ્યા પર આધારિત હોય છે. હ્રસ્વ અક્ષરની એક અને દીર્ઘ અક્ષરની બે માત્રા ગણાય છે. એમાં યતિ આવશ્યક મનાતો નથી, પણ નિશ્ચિત રૂપની તાલ અને પ્રાસની વ્યવસ્થા અનિવાર્ય ગણાય છે. ચોપાઈ, દોહરો, સોરઠો, હરિગીત, સવૈયા, ઝૂલણા વગેરે આ પ્રકારના માત્રામેળ છંદોમાં સુગેયતા અને શ્રાવ્યતા સહેલાઈથી સાધી શકાય છે.

**પ્ર–૩૪ હરિગીત છંદ એટલે શું ? સમજાવો.**

ગોવર્ધનરામ, રમણભાઈ નીલકંઠ અને કલાપી વગેરેએ આ છંદને વિશિષ્ટ ભંગિઓથી પ્રયોજયો છે. નરસિંહરાવે ખંડહરિગીતનું (દાલદાદા દાલદાની ૧૨ માત્રાનો ખંડ યોજીને) નવું રૂપ સર્જીને 'સ્મરણસંહિતા' નામક કરુણપ્રશસ્તિ કાવ્ય સર્જ્યું છે. પુત્રશોકથી સંક્ષુબ્ધ ચિત્તની છિન્ન અવસ્થાને હરિગીતના ખંડોમાં સુંદર ઝીલી બતાવી છે :–

| | |
|---|---|
| (10) હરિગીત છંદ | બંધારણ : માત્રાઃ દરેક ચરણમાં 28<br>ચરણ : ચાર<br>તાલ : ચૌદમી અને છેલ્લી માત્રાએ<br>ઉદાહરણો :<br>1. સુખ સમય માં છકી નવ જવું, દુઃખમાં ન હિંમત હારવી;<br>સુખ દુઃખ સદા ટકતાં નથી ; એ જ નીતિ ઉર ઉતારવી.<br>2. જયાં જયાં નજર મારી ઠરે; યાદી ભરી ત્યાં આપની.<br>3. નરદેવ ભીમકની સુતા દમયંતી નામે સુંદરી. |

**પ્ર–૩૫ દોહરા છંદ એટલે શું ? સમજાવો.**

દલપતરામ, 'શેષ' અને સ્નેહરશ્મિના દોહરા વિશેષ પ્રચલિત બન્યા છે અને લોકહૈયે વસ્યા છે.

| | |
|---|---|
| (9) દોહરો છંદ | બંધારણ : માત્રા : પહેલા અને ત્રીજા ચરણમાં 13 - 13<br>બીજા અને ચોથા ચરણમાં 11 - 11<br>ચરત : ચાર<br>તાલ : પહેલી, પાંચમી અને નવમી માત્રાએ;<br>છેલ્લા બે અક્ષરો ગુરુ – લઘુ<br>ઉદાહરણો :<br>1. દીપકના બે દીકરા, કાજળ ને અજવાશ;<br>એક કપૂત કાળું કરે; બીજો દિયે પ્રકાશ.<br>2. મુખ સમ કો મંગલ નહીં, મૃત્યુ સમી નહીં હાણ;<br>જગ સમ કો જંગલ નહીં, સત્ય સમી નહીં વાણ.<br>3. કરતાં જાળ કરોળિયો, ભોંય પડી ગભરાય;<br>વણતૂટેલે તાંતણે, ઉપર ચઢવા જાય. |

**પ્ર–૩૬ સવૈયા છંદ એટલે શું ? સમજાવો.**

| | |
|---|---|
| (11) સવૈયા છંદ | બંધારણ : માત્રાઃ દરેક પંકિતમાં 31 કે 32<br>ચરણ : ચાર<br>તાલ : પહેલી પછી ચાર–ચાર માત્રાએ; છેલ્લે અનુક્રમે ગુર–લઘુ કે બે ગુરુ<br>(**નોંધ :** સવૈયા એકત્રીસા અને સવૈયા બત્રીસાનું બંધારણ એક જ છે, બત્રીસામાં છેલ્લે બે ગુરુ જોઈએ.)<br>સંધિ : ચાર માત્રાનો સંધિ સાત વાર + ત્રણ માત્રાનો સંધિ એક વાર અથવા ચાર માત્રાનો સંધિ આઠ વાર.<br>ઉદાહરણો :<br>1. દેખ બિચારી બકરીનો પણ કોઈના જાત પકડે કાન, = 31<br>એ ઉપકાર ગણી ઈશ્વરનો હરખ હવે તું હિંદુસ્તાન. = 31<br>2. સૂરજદેવે આંખ ઉઘાડી હિંગળોક શી ઊગતે પહોર;<br>બિવરાવીને રાત ભગાડી મૂકી કાજળ કાળી ઘોર.<br>3. અલકમલક આ તરતો તડકો ચોતરફથી આયોજી,<br>ગોરીના બે ગાલમહીં એ તસતસતો પથરાયોજી. |

**પ્ર–૩૭ ચોપાઈ છંદ એટલે શું ? સમજાવો.**

| | |
|---|---|
| (8) ચોપાઈ છંદ | બંધારણ : માત્રા : દરેક ચરણમાં 15<br>ચરત : ચાર<br>તાલ : પહેલી પછી ચાર–ચાર માત્રાએ, છેલ્લા બે અક્ષર ગુરુ – લઘુ<br>ઉદાહરણો :<br>1. આકાશે તારાની ભાત સર્જી તો ક્યાં સર્જી તાત<br>ધરતી હે યે ફૂલ બિછાત; માનવના મનમાં મધરાત<br>2. મળી આપણ જણ બંને બેન; સંપી રમીએ તો સુખચેન.<br>3. વાદળની ચાદર ઓઢીને સૂરજ જયારે પોઢી જાય,<br>ભટૂરિયાં શા તારલિયા લૈ ચંદા આભે રમવા જાય. |

**પ્ર—૩૮ કટાવ છંદ વિશે ટૂંકનોંધ લખો.**

જવાબ : કટાવ ગુજરાતી કવિતાને માત્રામેળ છંદ છે. સળંગ પ્રવાહી છંદ માટે ઉપયોગી બને એવી તમામ શકયતા આ છંદમાં રહેલી છે. કટાવના ચરણોની સંખ્યા નક્કી નથી હોતી, પણ તેના દરેક ચરણમાં ૧૬ માત્ર નક્કી હોય છે. આ ૧૬ માત્રાના કટાવ છંદમાં ચારચાર માત્રાના સંધિ અથવા એકમ હોય છે. કવિઓ આ એકમથી આંતરપ્રાસ લેતા હોય છે.

દા.ત. (૧) મેઘસમાણા શ્યામલ જલમાં રજત વીજ રમવાને
અબઢબ છંદે રાસ જમાવી વૃંદાવનની યાદી દેતી

(૨) કયાં કયાં ગરજે બાવળના જાળામાં ગરજે
ડુંગરના ગાળામાં ગરજે કણબીના ખેતરમાં ગરજે

(૩) ધીમે ધીમે ઢાળ ઊતરતી ટેકરીઓની સામે તમને ફૂલ દીધાનું યાદ

**પ્ર—૩૯ ઝૂલણાં છંદ વિશે ટૂંકનોંધ લખો.**

જવાબ : ઝૂલણાં છંદમાં ચાર ચરણ હોય છે. દરેક ચરણમાં ૩૭ માત્રા હોય છે. ૧૦, ૨૦ અને ૩૦ મી માત્રાએ તાલ આપે છે. પાંચ પાંચ માત્રાના પાંચ સંધિ તેમજ અંતે સાત માત્રાનું આવર્તન હોય છે. ઝૂલણાં છંદનો છેલ્લો અક્ષર ગુરુ હોય છે.

દા.ત. નિરખતે ગગનમાં કોણ ઘૂમી રહ્યો, તે જ હું તે જ હું શબ્દ બોલે
શ્યામના ચરણમાં ઈચ્છું છું મરણ રે અહીંમા કોઈ નથી કૃષ્ણ તોલે...

(૨) જાગીને જોઉં તો જગત દીસે નહીં ઊંઘમાં અટપટા ભોગ ભાસે

**પ્ર—૪૦ ગુલબંકી છંદ વિષે ટૂંકનોંધ લખો.**

આ છંદમાં અક્ષરની સંખ્યા નક્કી નથી. ટૂંકું લગા કે ગાલ બંધારણ ગુલબંકીમાં હોય છે.

દા.ત. (૧) હું ગુલામ ? સૃષ્ટિ બાગનું અમૂલ ફૂલ માનવી ગુલામ !

(૨) એકવાર એકવાર શું હજાર વાર મુલ્કની હિફાજતે ખપી જવા છિયે તયાર

**પ્ર—૪૧ ઉધોર છંદ વિષે ટૂંકનોંધ લખો.**

ઉધોર છંદમાં પ્રત્યેક ચરણમાં ૧૪ માત્રા હોય છે. ચાર ચરણનો એક છંદ બને છે.

સ્વરૂપ : ગાગા ગાલ ગાગા ગાલ છે.

દા.ત. (૧) સંઘરશો ન ઘરમાં સાપ સંઘરશો ન પ્રૌઢાં પાપ
સંઘરશો ન ખોટાં માપ સંઘરશો જ માતા બાપ

**પ્ર—૪૨ ચરણાકુલ છંદ વિષે ટૂંકનોંધ લખો.**

ચરણાકુલ છંદમાં ૧૬ માત્રા હોય છે. ચાર ચરણનો આ છંદ હોય છે. ચરણાકુલનું સ્વરૂપ ગાગા ગાગા ગાગા ગાગા છે.

દા.ત. (૧) ભાંગ અફિણને ગાંજો જાણો, તે મદિરાની પ્રજા પ્રમાણો.
મૂળ દુઃખના ઊપજે એથી જાય મનુષ્યની બુદ્ધિ તેથી.

**પ્ર—૪૩ રોળા છંદ વિષે ટૂંકનોંધ લખો.**

રોળા છંદમાં ૨૪ માત્રા હોય છે. ચાર ચરણ હોય છે. ૧ અને ૩ ચરણમાં ૧૧ માત્રા અને ૨ અને ૪ ચરણમાં ૧૩ માત્રા હોય છે. રોળા છંદનું સ્વરૂપ

ગાગા ગાગા ગાલ,

લ ગાગા ગાગા ગાગા છે.

ઉદા. સંકટથી જે બીહે, બાયલો કાયર ભૂંડો, પુરુષ છતે સ્ત્રી તેહ, એટલું કે નવ ચૂડો.

**પ્ર—૪૪ છપ્પા વિષે ટૂંકનોંધ લખો.**

માત્રા મેળ છંદ રોળાના ચાર ચરણ પછીના પાંચમું ચરણ ૧૫ માત્રાનું અને ૧૬મું ચરણ ૧૩ માત્રા = ૧૫ + ૧૩ = ૨૮ માત્રાના છેલ્લી બે પંકિતથી છપ્પો બને છે.

દા.ત. જનતો બહું જડશે જગતમાં = ૧૫ તન તાપ ન તેથી ટળે = ૧૩
દિલ સત્યપણે દલપત કહે = ૧૫ મહાભાગ્ય સજ્જન મળે = ૧૩